મેગુસી-સીરીઝ.

# બેટી તું સાસરે કેમ સમાશે?

સો૦ મ૦ દેસાઈ.

# બેટી તું સાસરે કેમ સમાશે?

એટલે

## સાસરે જતી વહુ સાસરિયાંમાં કેમ શોભશે ?

રચનાર,

## શો૦ મ૦ દેશાઈ.

" અબળા જાતિએ આ જગમાં જન્મી સદા,
પતિકુળમાં નીતિથી કરવો વાસ જો;
રાય સમુ સુખ હોય જો માત પિતા ગૃહે,
પણ તે સુખની તલભાર ન ધરવી આશ જો–ટેક.
સવારમાં ઉઠે લઇ વરનું નામ જો,
મળ્યા સમો સંતોષ ધરી મલકાય જો;
સાથે રહેતાં તે, જે સોણાં સાંભરે,
વર ઉપરનું વધતું જાયજ વહાલ જો !
સાચાં હેત તણા વશીકરણે આમ જો,
વરનું પામે વધતું વધતું વહાલ જો;
એવી વર—ઘેલી વરને હૈયે વસે,
જાણે ફુલની હસતી રમતી માળ જો !"

(એક ગૂર્જર કવિ.)

## નવસારી.

ઈ. સ. ૧૯૧૯.

કિંમત રૂા. ૧-૦-૦

આ પુસ્તક ધી જમશેદજી નશરવાનજી પીટીટ પારસી ઓરફનેજ કેપટન પ્રિંતીંગ વર્કસ નંબર ૧૪૧ લાલબાગ, પરેલ, મુંબઇમાં મી૦ મેહરજી બેરાંમજી મીઠાઇવાળાએ છાપ્યું છે, અને મી૦ શોરાબજી મંચેરજી દેશાઇએ સ્ટેશન રોડ, નવસારી મધેથી પ્રગટ કર્યું છે.

ગુજરાત વિદ્યાપીઠ ગ્રંથાલય
અમદાવાદ
ગુજરાતી કૉપીરાઈટ-સંગ્રહ
૩૦૯

શ્રી.

## મ્હારા વ્હાલા દીકરા દીનશાની અશો યાદમાં-

**મ્હારા વ્હાલા દીકરા દીનશા !**

તું ઓગણીસ વર્ષની ભર જુવાન ઉમરમાં ચાલી ગયો, તેથી અમને ઘણું ભારે દુઃખ થાય છે, પરંતુ તે પાક પરવરદેગારના હુકમ આગળ અમે લાચાર છીએ. તે કરીમે કારસાજ ત્હારા આત્માને શાંતિ બક્ષે એજ અમારી દુવા છે.

બચપણથીજ ત્હારૂં મન ધર્મ સંબંધી શિક્ષણો, આત્મજ્ઞાન, થીઓસોફી, કબીર વાણી, વિગેરે તરફ ઘણું-જ હતું, તેની હવે અમને સમજણ પડે છે કે, મીનોઇ જેહાનમાં તું ઉતાવળે જવાનો હશે તેથીજ અગાઉ અગાઉથી તેં તે માટે તૈયારી કરી રાખી હતી.

આપણા મહાન પેગામ્બર સાહેબ અશો જરાથુસ્ત્ર સાહેબ, જેમની તસવીર ત્હારાં ચિત્ત ચેતનમાં વ્યાપી રહેલી હતી, તે સાહેબ મીનોઇ જેહાનમાં પણ ત્હારા રાહબર બની તને જોઇતું વધુ મીનોઇ જ્ઞાન આપે, અને તેનો, આ ખાકી જગતમાં પાછો ઉપયોગ કરવા માટે તું વધારે આગળ વધીને મીનોઇ હાલતે પહોંચી પાછો તૈયાર થાય એવી મ્હારી અંતરની દુવા છે.

ખુદા તને ત્હારા મીનોઇ રસ્તા તરફ જવા માટે મદદ કરે, અને તે મીનોઇ જેહાનમાં તું જોઇતી આસાએશ, રોશની, અને શાંતિ મેળવે એવી દુવાઓ સાથે,

ત્હારા પિતા,

**બરજોરજી નશરવાનજી મેશુસી.**

રોજ ૧૮, માહ ૮, ય. સ. ૧૨૮૮,—**બીલીમોરા.**

| જન્મ. | મરણ. |
|---|---|
| બીલીમોરા. | મુંબઇ, |
| રોજ ૨૪, માહ ૧, ય.સ. ૧૨૭૦. | રોજ ૨૨, માહ ૧ ય. સ. ૧૨૮૮. |
| તા. ૭, અકટોબર, ઇ.સ. ૧૯૦૦. | તા૦ ૨ અકટોબર, ઇ. સ. ૧૯૧૮. |

# બે બોલ.



મ્હારી વ્હાલી દીકરી **આંલાંમાય બેહરામજી દેશાઇનાં**, તા૦ ૧૦ માર્ચ ૧૯૧૮ પારસી રોજ ૧ લો માહ ૭ મો ય. સ. ૧૨૮૭ ના મુબારક રોજે ભાઇ **નસરવાનજી હોરમજજી દેશાઇ**, બી. એ. જોડે લગ્ન કર્યાં તે વેળાએ તે મ્હારી વ્હાલી બેટીને સાસરે સિધારતી વેળાએ બોધના બે બોલ "**હિંદી આફ્રીક**" નામનાં જાણીતાં ચોપાનિયાંમાં હર્ષ ભેર મેં પ્રગટ કરાવ્યા હતા, પરંતુ પરમાત્માની ઇચ્છા એવી થઇ, કે બરાબર એજ મહિનામા, બરાબર લગ્નનાજ દિવસે, બરાબર લગ્નવાળાંજ મકાનમાં, બરાબર આશિર્વાદ દેવાના વખ્તેજ તે અશો ખસલતના જમાઇ બેહેસ્તનશીન થવાથી હું કદાચ પૂરાં શિક્ષણો મ્હારી પ્યારી દીકરીને આપવાનું બંધ કરત. પરંતુ માલેકનો હુકમ હશે, એટલે "**હિંદી આફ્રીક**" ના પ્રગટાવનારાં બ્હેનજી મીસ **બાઇઆઇ લી. પાલમકોટનાં** હદપારનાં ઉત્તેજનથી પ્રેરાઇને ૧૫ પત્રો પૂરાં છપાવવાને ઇશ્વર ઇચ્છાથી હું શકિતમાન થયો.

આ શિક્ષણો ઘણી માતાઓ તથા ઘણા પિતાઓને પસંદ પડયાથી, હજી તો તે અધુરાં છપાયાં એટલામાંજ ઉત્તેજનનાં સંખ્યાબંધ પત્રો મ્હને મળ્યાં, અને તે પ્રગટ કરાવી સાસરે જતી વહુઓને ભેટ આપવા લાયક પુસ્તકના આકારમાં બહાર પાડવાની ખાસ મરજી **બીલીમોરાના જાણીતા શેઠજી બરજોરજી નસરવાનજી મેગુસીએ** રૂ. ૩૦૦ ની મદદ આપવા જણાવી. એઓ સાહેબના ભવિષ્યમાં કોમને સારી આશા આપનારા સપુત ભાઇ દીનશાના ભર જવાન વયમાં બેહેસ્તનશીન થયાના બનાવની યાદગીરીમાં અરધી કિંમતે આ પુસ્તક પ્રગટ કરી તેનો બહોળો ફેલાવો કરાવવાની શેઠ બરજોરજીની ખાસ ખાહેશ હોવાથી જોકે આ પુસ્તકની કિંમત રૂ. ૧—૦—૦ છતાં આઠ આના કિંમત રાખવાનું ઠરાવવામાં આવ્યું છે.

ઑલબ્લેસ બાગમાં લગ્ન પ્રસંગે ખર્ચાળ ભેટોમાં તણાવા કરતાં જો આ પુસ્તક પરણનારી કન્યાઓને ભેટ આપીને સાસરે મોકલવામાં આવશે તો જરૂર બેટીઓનો સંસાર સુખી નિવડી કોમની ઇજ્જત આબ્રુ વધારે એવા પારસી—સંસાર નમુનેદાર થઇ પડશે એમ મ્હારૂં માનવું છે.

આ પુસ્તક તૈયાર કરવાના કામે શેઠ **બરજોરજી ન. મેગુસી**, તથા મ્હારા પ્રિય ભાઇ એરવદ સાહેબ **રૂસ્તમજી બેજનજી રાનજી**, એઓએ જે જે મદદ આપી છે તે માટે હું મ્હારો આનંદનો ઉભરો દરશાવ્યા વિના રહી શકતો નથી. તેમજ બ્હેનજી મીસ **બાઇઆઇ લી. પાલમકોટનો** પણ હું આભાર માનવાને વિસરી શકું એમ નથી.

## " મ્હારા દીકરાને ! "

જેમ મેં બેટીઓને બોધનાં શિક્ષણો લખવા માંડયાં, તેમ વળી જાણીતાં માસિક **"જ્ઞાન વર્ધક અને માસિક મિત્ર"**માં સંસારની શાળામાં દાખલ થતા **"મ્હારા દીકરાને !"** બોધ વચનો છપાવવા માંડયાં હતાં. બધાં મળી તે પણ ૧૫ શિક્ષણો, બાપનાં બેટાને ફરમાનો રૂપે છપાવ્યાં છે, અને તેનું પણ દળદાર એટલુંજ પુસ્તક છપાવવા માંડયું છે, અને તે પણ શેઠજી **બરજોરજી. ન. મેગુસીની** એવીજ મદદથી એટલીજ કિંમતે થોડા વખ્તમાં બહાર પડશે. એ પુસ્તક કામાબાગમાં લગ્ન પ્રસંગે પરણતા છોકરાને ભેટ આપવાથી તેનો સંસાર સુખી નિવડવામાં અમુલ્ય સાધન થઇ પડશે. આ રીતે બીજાં બે પુસ્તકો મળી ૪ પુસ્તકો પણ **" મેગુસી સીરીઝ "**નાં બહાર પાડવાની હું ઉમેદ રાખું છું; પારનો પાડનાર તો પરવરદેગાર છે.

નવસારી,<br>
સ્ટેશન રોડ,<br>
તા૦ ૧૪—૮—૧૯.

સેવક,<br>
**શે૦ મ૦ દેશાઇ.**

# બેટી તું સાસરે કેમ સમાશે?



## સાસરે જતી વહુ સાસરિયાંમાં કેવી રીતે શોભશે?

### શિક્ષણ ૧ લું.

" She who ne'er answers till her husband cools,
Or if she rules him never shews she rules,
Charms by accepting by submitting sways,
Yet has her humour when she most obeys."

મ્હારી વ્હાલી બેટી!

આજથી તું મારા ઘરનો લાડ છોડીને ત્હારાં સાસરિયાંનો બંધનરૂપી ઉંબર ઓળંગે છે, ત્યાં ત્હારે હવે ત્હારા સસરાજીનેજ પિતા લેખવા, ત્હારાં સાસુજીનેજ માતા માનવી, ત્હારી નણંદ ભોજાઇઓને વડી બ્હેનો ગણવી, અને પ્રભુને ઠેકાણે આજથી ત્હારા પ્રાણપતિનેજ પુજવો, જેથી તું સાસરે સમાઇ શકીશ. જો ત્હારે સાસરાંમાં શોભવું હોય તો પહેલાંથીજ ત્હારાં સાસુજી દિવસ હોય ને રાત બોલવા કહે, તો ઝટ કહેજે કે; " ખરૂં છે માયજી! જૂઓને આકાશ ઉપર તારાઓ પણ દેખાય છે!" જો ત્હારે સાસરિયામાં પ્રિય થઇ પડવું હોય તો નમનતાઇનું ઘરેણું પ્રથમથીજ ગળાંમાં ઘાલજે. જો સાસરાંથીજ વિમુખ ના થવું હોય, તો સાસરેનાં સર્વ સંબંધીઓને ત્હારે નમતાં રહેવું.

અગર ખાહી અઝીઝે મરદુમાન બાશી તવાઝો કુન,
કે જાએ અબ્રુઆં બાલાયે ચશમ અસ્ત ખમીદનહા.

જો તું સાસર—પ્રિય થવા ઇચ્છતી હોય તો દરેક નણંદ ભોજાઇ વગેરેને નમતી રહેજે, કેમકે ત્હારી આંખ ઉપરનાં જે ભવાં છે તે હંમેશાં આટલાં બધાં નમેલાં રહે છે તેથીજ આંખ જેવાં અમૂલ્ય નૂરની છેક ઉપર પોતાનો દરજ્જો ભોગવે છે. માટે સાસરાંમાં જો ત્હારે દરજ્જો ભોગવવો હોય તો સૌ સાથે મળી ભેટીને ચાલજે, કોઇસે તુરશાઇ કરીશ મા. શ્રી કૃષ્ણનાં ખરાં જનક માતાજી

તો દેવકીજી હતાં, ખરા પિતાશ્રી તો વસુદેવજી હતા, અને યશોદા તો ધર્મની માતા હતી, નંદજી તો ધર્મ-પિતા હતા, પરંતુ જનક માતપિતા કરતાં કરી લીધેલાં માબાપને તેમણે પ્રેમથી ચાહ્યાં, માટેજ પારકે ઘર કૃષ્ણજી પોષાયા, તેમજ ત્હારે ત્હારાં સાસુ સસરાં સાથે આયંદે વર્તવું દીકરી! કબીરજીએ પોતાના બાપનાં ઘરને મહિયેર ગણ્યું, ને મુસલમીન જુલૈયા જાતનાં નિમા અને નિરૂને ઘર રહી સાસરૂં લેખ્યું, જેથી તેમનાથી છુટાં પડતાં જેટલું જનક માતપિતાને નહીં લાગ્યું એટલું પરાયાં માબાપ થઈ બેઠેલાંને વિશેષ લાગ્યું હતું. મ્હારી વ્હાલી દીકરી! સાસરાંમાં નણંદ ભોજાઇનો વાંક હશે તોએ દોષ તો ત્હારેજ ગળે ઓળવાશે. ફીકર નહીં. હલકું નામ હારીનું, ને વાંકો પગ પડિયાનો. તેનું કંઈ નહીં. તુંજ ત્હારે માથે વાંક વ્હોરી લેજે. ખરી વાત સર્વ જાણતાં થશે તો બીજી વાર વાંક મૂકનારાંજ ત્હારી કદર ખાતાં થઇ જશે. હસીને ઘર ભાંજવા કરતાં રડીને ઘર રાખવું સારૂં. આમ તે ક્યાં સુધી ચાલશે? આપણા પેગમ્બર સાહેબે ઉશ્તવદ ગાથામાં બોધ આપ્યો છે કે:—

"યે વા મોઇ યાઓ ગએથાઓ દઝદે અએનંઘહે, નોઇત અણા મા આથ્રિશ ષ્યઓથનાઈશ ફ્રેસ્યાત; પઈત્યઓગેત તા અહ્માઇ જસોઈત દ્વએષંઘહા, તન્વેમ આ યા ઇમ હુજયાતોઇશ પાયાત નોઇત દુઝજયાતોઇશ કાચીત મઝદા દ્વએષંઘહા."

હે તમો! જેઓ મ્હારૂં સર્વસ્વ લુટી લેવા માગો છો, તેઓ તમારા ગુસ્સા કીના અને અંતરનો અદેખાઇ ભર્યો અગ્નિ, તમારાં નબળાં કામોને લીધે, મને પોતાને હાનિ કે નુકશાન પહોંચાડી શકશે નહીં. એવાં અદેખાં કીનાખોરોને તેમની કરણીનું પ્રતિફળ તેમના દ્વેષને લીધે તેમનેજ મળશે. તે કર્મફળ તેમનાજ તન મનનાં સુખો તેમની પાસેથી ખૂંચવી લેશે. તેમના ઉપર તેમનાં કીધાં કર્તુકોનું પ્રતિફળ પસ્તાવામાં આવ્યા શિવાય રહેશે નહીં. જે ભુંડાં માણુસો નિર્દોષને નાહકનાં નુકશાનમાં નાખે છે, અથવા હાનિ પહોંચાડવાની ધારણા રાખે છે, તેમને મોડે વહેલે તેમની કરણીનું ફળ પાછું ચાખ્યા વગર છૂટકોજ રહેશે નહીં. માટે મ્હારી રાંક બેટી! સાસરે સિધારતાં તું ડર શેનો ખાય છે? હું તને જે હથિયારો ને જે ઘરેણાં આપું છું તે અસ્ત્ર શસ્ત્રથી સજ થઇને તું સુખે ત્હારે સાસરે સિધાર. કવિ ત્રિવેદીનાં અમૃત વચન સાંભળી લે.

અરે ઓ પ્રિય તું મ્હારી, વૃથા આ શોચ છોડી દે;<br>
વિધિ નિર્મીત જે કર્મો, શીરે તું સઘ વ્હોરી લે!<br>
સદા સંસારને કૂડો, સમજ સત સંગને જોરે;<br>
તજીને ક્રોધ લોભાદિ, રહે નિત્ય નીતિને દોરે!

અરે જડ જીવ શું શોચે, મનુષ્ય મણી હાથ છે તારે;
ભજન ભવનાથનું ભાવે, ભવાબ્ધિથી ભલા તારે,
ગુણો ગણના પ્રભાવેથી, તપિત ચિત્ત રોજ રે' તારૂં;
જરા તું જાગી જો દીકરી, જગતમાં સર્વ છે ખારૂં.
નથી સુખ દુઃખ કંઇ તારે, સદા અબદ્ધ તું તો છે;
રટી સિયરામને પ્રેમે, મહા પદ મોક્ષ તું લે'ને!

દીકરી! "હું ભોજાઈ આગળ નીચી તો નહીં પડું!" આમ શું બકે છે? "હું નણંદને નમણું તો નહીં આલું!" આવું આવું શું બોલે છે? દીકરી! ગમે એવાં ઘરેણાં ઘાલે પણ આવી મહા દુર્ગુણવાળી છોડી તો કદિએ શોભતી નથી. જેવી રીતે સાપના મસ્તકે જોકે મણિ હોય છે તોએ લોકો સર્પને પોતાના ઘરમાં રહેલો ઘડીભર પણ જોવા ઇચ્છતા નથી, પરંતુ તુર્ત બહાર કાઢે છે, અગર છુંદી નાખે છે, તેવીજ રીતે ગમે એવી સાંકળાં બાંગડાં સજેલી પરંતુ વિખ મારે એવી વહુને કોઇ પણ સાસરિયું પોતાને ત્યાં રહેલી દેખી શકતું નથી. જે વહુની આંખ્યોમાં શરમ, લજ્જા, ને વિવેક જેવાં ઉત્તમ આભુષણો ચળકતાં દેખાતાં નથી, તે વહુ પોતાની આંખોમાં ગમે એવાં અંજન કાં નહીં આંજે તોએ તેણીના જેઠો અને દીઅરોને તેણી કાળમૂખી જેવીજ દેખાય છે. માટે રે મ્હારી ડાહી દીકરી! એમ નહીં કરીએ! નીચાં પડયાંથી કાંઇ નીચાં માબાપનાં થઇ જવાતું નથી. તું ત્હારો ટેક જાળવજે, પરંતુ નમવા ઘટે ત્યારે નમીને નીચી પડી પણ જાણજે. બળિયાં તો મારતાંએ જાય, ને વળી રડવાએ ન દે.

બસાને દરખ્તી બરૂ મંદ બાશ;
માદર બાશ ગેહ ગાહ ફરઝંદ બાશ.

તું કોઇ વાર નણંદ ભોજાઇ કે દીઅરો ને જેઠોની માતા થઇ રહેજે, ને કોઇવાર તેમના પેટમાં ભરાઇને તેમની દીકરી થઇને રહેજે. શાંત, મહાત્મારૂપે, વસંતની પેઠેમ તે લોકોનું હિતકરતા થઇ પડી, ભયંકર સાસરાં રૂપી ભયાનક સંસાર સમુદ્રથી તરતી રહેલી, અને દુઃખના સમયે સાસરિયાંનો સંકટોના સાગરમાંથી તારણ કરનાર વહુ લેખે તું અખંડ રહો! જેમ સૂર્યના કઠોર કિરણોથી તપી રહેલી પૃથ્વીને શાન્ત કરવી એ ચંદ્રમાનો સ્વભાવ છે, તેમ સાસરાં સંબંધી સર્વ સગાંનાં સંકટો મટાડવાં એ સદ્‌ગુણી વહુનો સ્વભાવજ છે. માટે તું સાસરે જતાં નિમકહલાલ રહેવાના સપત લે. વીંગ્લીસ્ડ ફેમીલીનો ચાલ છે, કે સાસરે સિધારતી બીને તેઓ એવોજ મુદ્રાલેખ આપે છે કે; "નિમકહલાલી ખુદાથી ઉતરી આવેલી છે." સાસરાં ઘરનાં વડીલો પ્રત્યે જે પુજ્યબુદ્ધિ ને સાલસાઈ રાખવાનો ધર્મ તેજ જો કોઇ વહુમાં ના હોય, તો તેણીએ પહેરેલા સુંદર સવાગા, હીરાના

હારો, મોતીની માળાઓ, કે સોનાની સાંકળીઓ કશા કામની નથી. તું લજ્જા ને મર્યાદા ત્યજીશ, તો ગ્રીષ્મના તડકાંના તાપથી ડુંગર ઉપર જેમ દવ બળે છે તેમ ત્હારે બળવાનું થશે. મ્હારી નૂરેચશ્મ પુત્રી! તું જો સાસરિયાંસે વિમુખ થઇ તો ચાતુર માસના વરસાદના પાણીની પેઠેમ તું ત્હારી આંખોમાંથી આંસુઓનો પ્રવાહ હમેશાં વહેવરાવતી થઇ પડીશ. સતી સીતાના હરણથી જેવી હાય હાય ગતિ રામચંદ્રજીની થઇ પડી હતી તેવી ગતિ ત્હારાં અમ માબાપની થઇ પડશે. ત્હારી ઉપર વિરહનાં દુઃખ, ન કરે ખુદા, જો પડયાં તો આ ત્હારૂં હસતું રમતું પિયર રડમસ થએલું થઇ પડશે. ત્હારા ઉપર જે સંકટો પડશે તે તું પોતે સહન કરવા ઉપરાંત ત્હારાં આ સઘળાં વ્હાલાંઓને પણ સોસવાં પડશે. માટે તું સાસરિયાંમાં સૌ સાથે ભેળાઇ જજે, સર્વને એકસરખાં માન આપીને ચાલજે, કોઇને જુદાં ગણુતી ના. ત્હારાં સૌ એકજ છે, બે નથી. જેમ પ્રભુને એક ભાવથી સમજાયે તેમ સાસરાંને પણ એક ભાવથી સમજી માન આપવું. કહ્યું છે કે :

द्वैतमूल महो दुःखं नान्यत्तस्यास्ति भेषजम् ।
दृश्यमतन्मृषा सर्वं एकोह चिद्रं कोमलः ॥

દુઃખરૂપી વ્યાધિનું મૂળ કારણ બે ભાવ રાખવાથીજ છે. એની દવા નિર્મળરૂપી જે ચિદ્રૂપ છે, તેજ છે. માટે હે બેટી! સર્વ સંબંધીઓ વિષે આખાં સાસરાંમાં ત્હારે એક સરખી આંખે જોવાની ઘણી જરૂર છે. વિવેકી તું હશે, તો ઝટ સમજી જઇશ, કે એકડે **એક ને બગડે** બે છે. એટલે, કે સૌને એક ગણવું એજ સુખનું કારણ છે, અને જુદાપણું, બેપણું એજ બગડવાનું કારણ છે. આપણાં ઘરમાં તું સાંભળતી હશે, કે જે કાંઇ નહારૂં હોય છે, તેને આપણી હોમાય ને બાપુ **બેએએ** કરીને બોલે છે. શિકાર પકડવો હોય ત્યારે સિંહ પણ નમે છે, માટે જુદું ઘર માંડવાનો દહાડે વારે જયારે પ્રસંગ આવે ત્યારે તે પ્રસંગ આવતાં સુધીનો સમોજ તું સંભાળી લેજે. ભુંડું કરનારાંથી ભુંડું થઇ શકવાનુંજ નથી, માટે તું સુખે ત્હારે સાસરે સિધાર. હાથી તો દરબારેજ શોભે. વાઘ, સાપ, અને ભુંડાં માણસોનું ધાર્યું મન માન્યું થતું નથી. માટેજ વગર થાંભલે આ જગત ટકી રહ્યું છે. ત્હારાં સાસુને તું શેઠાણી ગણી પોતે ચાકરડી હોય તેમ તેમનો પડયો બોલ ઉપાડી લેજે. પડી થુંક પણ હાથમાં ઝીલી લેજે, પછી તેઓ તને પોતાની વહુના પ્રેમથી નહીં પણ દીકરીના જેવી પ્રીતથી વ્હાલાં થઇ જશે. દીકરાજી! તું ત્હારે સાસરેની ઝીણી જાડી વાતો આપણે ત્યાં હરગીજ લઇ આવીશ નહીં. ત્યાંની વાતો ત્યાંજ રહેવા દેજે. સાસરાંનું જેટલું સારૂં બોલાય તેટલું તું અમારી સમક્ષ બોલજે. સાસરાંનાં સુખોની વાતો લેતી આવજે, દુઃખની વાતનો એક હરફ પણ અમારા ઘરમાં કાઢીશ મા. એકજ સાચું વચન રાખજે, એકજ સાચી જુબાન ધરાવજે, કાનાસોરી કે પરાઇ ટાનંટાથી

સાસરૂં કે મહિરૂં તું કદીએ ખરાબ કરીશ ના. જે હોય તે સાચે સાચું કહી દેતાં થોડુંક ખમવું પડશે, તોપણ સત્યજ બોલવાનું રાખજે. પરંતુ કજીયો થાય એવું સાચું બોલતી વખતે મોઢું બીડેલું રાખી પિસેલે મોઢની રહેજે. The thorns make a loud noise in burning, not so wood.

ખુન મી ખુરદ ચું તેગ દરીં દેહર હરકે ઉ;
યક રૂ ઓ યક ઝબાં ખુઅદ અઝ પાક ગૌહરી.
વ આં કસ કે હમચું શાંને દુ રૂઇસ્તો સદ ઝબાં;
બર ફર્કે ખીશ જાય દેહદશ ઝે સરવરી.

આ જુઠી જગતમાં તો જે આદમીને તરવારની માફક એકજ મુખડો ને એકજ જુબાંન હોય તેને લોહીનો ગોટ ગળવો પડે છે, જેમ તલવારને એકજ જીભ યાને ધાર હોવાથી તેને લોહી પીવું પડે છે. તેમજ એકજ સાચાં વચનના પ્રમાણિક માણસને તો લોહીના ગોટ ગળ્યાજ કરવા પડે છે. સાચું બોલતાં વિપત્તિ અને ધર્મ સંકટો આવી પડે છે, પરંતુ જે બેવડાં મોઢ દ્વીમૂખી બોલનારાં હોય છે, જેઓ આમ પણ બોલે ને ઘડીમાં તેમ પણ પળટાઇ જાય, ને બોલેલું ફેરવી તોલે, એવાં જે આદમીને ૧૦૦ જીભ હોય, ને હજાર તરેહનું જુઠું સાચું કરનારાં લબાડ હોય, તેમને તો આ ત્હારા બાલ હોળવાના નીખ્યાની માફક બીજાં આદમીઓને માથે ચઢી બેસવાનું મળે છે. અર્થાત, કાંસકીને ઘણી જીભો ને ઘણાં દાંતો હોય છે, તેથી નિર્દોષ સુંદરીઓને માથે ચઢી બેસે છે. આ દુનિયાં ચાપલુશીખોરોની છે ખરી, પરંતુ જેમ થોડા વારમાં નીખ્યા ને કાંસકીના દાંતો પડી જઇ ખાલી ખોખાં જેવા થઇ પડી ઉકરડે ઉકરડે રઝળે છે, તેમ ત્હારી ઉપર જુઠું જુઠું જોડી કાઢનારાંઓની જીભો અને દાંતો પણ વખતના વહેવા સાથે ખડી પડશે, એ ખુબ યાદ રાખજે. પહેલાં તો તું ખાઈજ જજે, અને ઍડવર્ડસ કુળનો મુદ્રાલેખ બોલજે કે, " પ્રભુ ! તુંજ મ્હારૂં બળ છે."

બેટી ! સ્ત્રીઓનેજ નહીં પણ સર્વ કોઈને માટે शीलं परं भूषणम् કહેલું છે. અમુલ્ય ભૂષણ જે શીલ સાચવવાનો ગુણ, પાક દામન રાખવાનો મહા સદ્ગુણ છે તે જો સ્વચ્છ ન રાખ્યો તો પછી ત્હારી બહારની રૂપાળી દેખાતી ચામડી શા કામની ? ત્હારા વ્હાલા પ્રાણનાથ શિવાયના જે કોઇ પરપુરૂષો સાસુ સસરાને કે ત્હારા ધણીને મળવા આવે તેમના સમક્ષ લજ્જા, મર્યાદા, શરમ અને વિવેક રાખીને જાણે ત્હારા ભાઇ કે પિતાજીજ મળવા આવ્યા હોય નહીં શું, તેવી રીતેજ તેમની આગળ તું ગંભીર રહેજે, બીલકુલ હાસ્યવદન કરીશ મા. પતિવ્રતનો જે ત્હારો અવશ્ય ધર્મ આજથી તેં સ્વિકાર્યો છે તેના જેવું ઉત્તમ ભૂષણ બીજું નથી. ત્હારી આંખોમાં લાજ શરમ અને વડીલો પ્રત્યે મલાજો

હશે ત્યાં સુધી ત્હારામાં દુર્ગુણ આવશે નહીં. હું તને બ્રેસ્લેટ કે નૅકલેસ અને માર્કવીસની વિંટી જેવાં દેખાદેખીનાં ઘરેણાં આપી શકતો નથી, પરંતુ શીલ સાચવવારૂપી સાંકળી અને પતિવ્રત પાળવારૂપી વચન-વિંટી અપણ કરૂં છું. બેટી ચોંકીને ચાલજે, પ્રભુ બધુંએ જાએ છે. હાથીને માથે પણ હોકો હોય, માટે માથે છેડો મૂકીને ફરીશ નહીં. સાસરે કોઇ વડીલ ના હોય તો કોઇ એક પણ વડું માણસ ત્હારી મેળેજ ઉભું કરજે. મહેતાજીની માના જેવો મીજાજ રાખશે તો સાસરે ધકેલા ખાશે. મીજાજ સૌ સાથે ઠંડો ને જીભ કાબુમાં રાખીને રહેજે. હાડકાં વગરની જીભ હાડકાં ભંજાવે છે. સાસુ સસરાનું ઘણું હેત હોય તોપણ ફુલી જતી ના; ને વર ઘણાં ઉપમાન આપે તો છકી બકી જઇશ મા. ઉલટી વધારે નમ્ર રહી સૌ સાથે પળોટાઇને રહેજે. "મ્હારી ઉપર તો સાસુજીનું ઘણુંજ હેત છે," અથવા "મ્હારા ધણી મને બહુ લાડ લડાવે છે," વગેરે વચનો ઉંફણાઇ ઉંચકાઇને નણંદો ને ભોજાઇઓ આગળ બોલ્યા કરીશ નહીં. કવિ મેશ્રીની શિખા છે કે;

થા ન ચાડી ગાડીથી રાજીરે, જીવ ફોકટનો ના તું ફુલાજી !
અહંકારે અકડાઇ, ઠકરાઇમાં ઠરાઇ, શું મમતામાં મરતી મીજાજી !
જો પાજી, હાથ બાજી, જાય તેનો વિચાર કર લાજીરે !—જીવ.
મેડી ને માલ, તારાં બાલ ને ગોપાલ, જીવ ઝડપીને કાળ તુને ખાશે !
સૌ થાશે, દૂર જાશે, વાંસે પડશે, તારી પોક ગાજીરે !—જીવ.
ચેતી લેજે સવેળા મુરખડી, સાચાં સુખને માટે !
ખરી ખાંતે, ગુણ ગાંતે, પ્રભૂ હાથે તું તરશે સદાજી !—જીવ.

દીકરી ! ત્હારા પ્રાણનાથનો અતિ સંકોચ કરીને ચકુનમ પડવા જેવું તો કદીએ કરીશ નહીં. ખરી ઘર સંસારની વાતો મીઠું મરચું ઉમેર્યા વિના તેની આગળ તું કરતી રહેજે. દુઃખ ઘણું પડે તો થોડું કરીને કહીએ. તેનું શરમાઇએ નહીં. દાયણ આગળ પેટ શું સંતાડવું ? દુઃખ પડે તો મોઢું શું ચિમાડવું. સંકોચ પણ અતિ રાખીશ મા. શ્રી કૃષ્ણની ૧૬૧૦૮ ગોપીઓ હતી. તેમાં ચુડા નામે કન્યા ઘણી શરમાળ હોવાથી કૃષ્ણનો પણ સંકોચ રાખતી હતી. કૃષ્ણે તેણીને હજી તો પહેલીજ વાર અંગને જેવો સ્પર્ષ કર્યો, કે તે બાળકી લજવાઇને સંકોચ પામી ગઇ. ઘણો વાર થયા પછી મધ્યાજીએ કહ્યું; "હે અલી ! હે સખી ! કૃષ્ણે હાથ અડકાવ્યાને તો બહુ વાર થઇ ગઇ. ભલું. તુર્ત તો લજવાઇ તો લજવાઇ, પણ હજુ લગી આવડો સંકોચ શો ! મારી તો ખાત્રી થઇ, કે પેલું સંભાલૂ લાજાલૂ ઝાડ જેને આપણે લાજૂલાડી કહીએ છિયે, તેનાં પાંદડાં પણ ત્હારા કરતાં તો ભલાં, કે તુરત અડકીએ

ત્યારે બિચાઇ જાય, પણ થોડી વાર પછી તો તે પાંદડાં પાછાં ખિલે, પરંતુ તું તો બે કલાક થવા આવ્યા તોએ લજ્જા છોડતી નથી, માટે હે બેન! પ્રીતમ જોડે એવડી શરમ ના રાખીએ. ચકુનમ પડી જાય તો હંમેશનાં દુઃખી થઇ પડયે." એટલામાં તું પણ સમજી જાજે બેટી.

બેટી! આજે તું પહેલ વહેલી સાસરે સિધારે છે, માટે તુરતા તુર્ત તને જે કરવું જોઇએ તેટલું કહી દીધું છે, અને પાછી તું કાલે મળવા પિયરમાં આવશે ત્યારે હું બીજી વાતો કરીશ. હાલ તો જા બેટી, સુખે જા! મનસ્ની, ગવસ્ની, અને કુનસ્નીથી વર્તજે, તું દુઃખી નહીં પણ સુખીજ થશે. ઇશ્વર ત્હારી મદદે પહોંચો!

---

## શિક્ષણ ૨ જું.

A woman hath in every state
Most need of circumspection; most of all
When she becomes a wife! She is a spring—
Must not be doubted; if she is, no oath
That earth can utter will so purge the stream
That men will think it pure.

—*J. S. Knowles.*

મારી વ્હાલી બેટી!

તુંને હું નહીં કહું તો કોણ કહે? તું સાસરે વહુમાય હશે પણ અમારી દીકરીમાંથી પણ કંઇ તું જતી રહી શું? સાસરે તને સાવધાની અને ડહાપણથી વર્તવામાંજ ત્હારી કિંમત છે. મહિરાંમાં પણ ત્હારાથી ભુલ ચુક થશે, ને સાસરાંમાં પણ ગેરસમજુતી ઘણી થશે, માટે સાસરે સાસુ વગેરે તને શિખામણ આપે ત્યારે ધીરજથી સૌ સાંભળજે, ને નમંતાઇથી જવાબ વાળજે કે; "સાસુજી, સાસુજી! તમે તો મ્હારાં માયજી છો, તમે તો મ્હારાં વડીલ છો, તમારૂં દિલ તો ઘણું ઉદાર છે ને મન બહુ મોટું છે. તમે શિખામણ દેવાને હક્કદાર છો, ને તે પ્રમાણે ચાલવાની મ્હારી ફરજ છે. તમે તો દેશ, કાલ, અને સ્થિતિના અનુભવથી તે મુજબ ચાલનારાં છો, ને હું તો હજી બાળક છું, ભુલને પાત્ર છું, જેથી ડગલે ને પગલે મ્હારાથી તો કસુર થઇ જાય છે. તમે મને વખતો વખત શિખામણ આપી સુધારવાના માર્ગ દેખાડો છો, તથાપિ વળી આ મ્હારાથી ભુલ થઇ ગઇ છે, તો માયજી! આ વખતનો મ્હારો અપરાધ માફ કરો, હવે હું વધુ ચોકસાઇ રાખીશ, બનતાં સુધી બીજીવાર આવી કસુર નહીં કરીશ." આવાં મિઠાં વચનથી સાસુજીને

પેટે ટાઢક પડયા વિના નહીં રહેશે, ને વરજીનું હેત વધતુંજ જશે. જો તુરતની સાસરે સિધારેલી છોડી શિખામણ કે ઠપકો આપનારાં સાસુજી વગેરે સાસરિયાંનો ગુસ્સો ને કહેર આવી રીતે શાંત પાડે તો તે છોડી ઉપર નણંદ ભોજાઇનું પણ હેત વધે છે. જે છોકરી પોતાના હિતની વાતો અંતઃકરણમાં ધરી રાખે છે તે સી કુળનો ઉદ્ધાર કરે છે, કુળીન લેખાય છે, સાસરાંમાં સમાઇ જાય છે, ને પિયરને શોભા આપે છે. મિષ્ટ જુબાનથી તું બહુ વ્હાલી લાગશે. મિઠી બોલીથીજ તું સૌનું દિલ ખેંચી લેશે.

ઝબાન દર દેહાંને ખેરદમંદ ચીસ્ત ?
કીલીદે દરે ગંજે સાહેબે હુનર;
ચું દર બસ્તે બાશદ ચે દાનદ કસી ?
કે જાહેર ફરશ અસ્ત યા પીલે વર.

એક ડાહી દીકરીના મોઢાં માંહેલી જીભ તે તેના ડહાપણના ખજાનાના બારણાં ઉંઘાડવાની ચાવી છે. જ્યારે તે ખજાનાના દરવાજાને તાળું મારેલું હોય, એટલે કે ઝાઝું નહીં બોલવાને લીધે બકબકારો ને ટકટકારો કર્યા કરવાનું બંધ હોય ત્યારે કોઇ પણ શું જાણશે કે તે ખજાંનાની ધરાવનારી શ્રીમંત છે કે ઝવેરી છે. મોહલે મોહલે ફેરિયાઓ ઘણો બકબકારો ને ચકચકારો કરે છે, કેમકે તેમની પાસે કાંઇ જથ્થાબંધ માલ હોતો નથી; થોડો માલ હોવાને લીધે તે ધાંધલ કરી મેલે છે, જ્યારે મોટા જથ્થાનો વેપારી તો મુગો બેસી રહે છે.

દીકરી ! આ સંસાર, આ સાસરૂં, આ પિયર એ સૌ ત્હારે માટે રણક્ષેત્રો છે. સઘળી બેટીઓને એ લડાઈનાં ધામોમાં એકવાર પણ ઉતયા વિના ચાલતું નથી. આ રણભૂમિઓમાં આફતો અને વિપત્તિઓ એ ત્હારા જેમ બળવાન શત્રુ થશે, તેમજ તે ત્હારા સમર્થ મિત્રો પણ થશે. અકળાઇ જઈશ નહીં દીકરી. હિંમતવાન દીકરીઓ આવી આફતો અને સંકડાંમણોમાં ફત્તેહમંદ ઉતરી આગળ વધે છે તો તેઓ સદ્‌ગુણી માતા અને સુશીલ સાસુ થઇ જશ મેળવે છે. લડાઈમાં દુશમનની સામા લડયા વગરજ શૂરા લેકોનું શૂરાટન જણાતું નથી. યુદ્ધમાં તો બળવાન શત્રુઓ સામે ટકકર ઝીલ્યાથીજ શરા સિપાઇની શક્તિનું માપ થાય છે. જેમ એક શૂરા સિપાઇને બધી કવાયદ લીધા પછી લડાઇ લડવાની નહીં મળે તો તેનું પાણી અંકાતું નથી, તેમ સાસરાં ઘરમાં ગુસ્સા, તોહમત, તરકટ, ગેરઇનશાફ, કડવા બોલ, કંકાસ, કુસંપ, વગેરે વગેરે દુઃખના દાવાનળમાં અટવાયા શિવાય, દીકરીએ પિયરમાં કેવી તાલીમ લીધી છે, મહિયરમાં કેવી કવાયદ પામી છે, અને તેની સંસારિક શકિત કેટલી છે તેની પરિક્ષા થતી નથી. જ્યાં સુધી સાસરિયાં દુઃખો રૂપી શત્રુઓ ત્હારી સામા આવીને ઉભા નથી ત્યાં સુધી ત્હારાં પરાક્રમ, તથા તને સારી તરબ્યત આપવાની અમ માબાપે લીધેલી મહેનત જણાતી નથી. માટે,

સાસરાંની વિપત્તિઓને તો એક ડાહી દીકરીને માટે બહાર આવવાનું ઉત્તમમાં ઉત્તમ સાધન છે. દીકરી ! મ્હારાં ઘરની તાલીમની તું વાહવાહ પોકરાવશે ત્યારેજ હું જાણીશ કે તેં અમારાં ઘરને ને અમારી આપેલી કેળવણીને જશ અપાવ્યો છે. માટે બેટી, ગમે એ થઇ જાય તોએ "પિસેલે મોઢની" બોલાવજે. વરજીની સેવા બજાવતી વખ્તે અને ખુદાજીની ભક્તિ કરતી વખ્તે તું મોહું ખુલ્લું રાખજે. રસિયાની આગળ પેટ ખોલીને ખરી વાત કરજે.

રસન બસન પર શ્રમ ન કછુ, શ્રી સગોત્ર બડ ગ્યાન;
કયોં ન રટે આયુર ઘટે, કહે તો બરજે કાન.

દીકરી ! ત્હારી જીભ ત્હારા કબજામાં છતાં, તે ત્હારા તાબામાં છતાં, અને તે ત્હારે વશ છે છતાં, વળી તેણીને બીજું કાંઇ કામ કરવાનું નહીં છતાં, પ્રિતમનું પ્યારૂં નામ જે પરમેશ્વરનાં વ્હાલાં નામ જેવડું મોટું છે તેની સેવા કરવા સારૂ ત્હારી જીભ પાસે ત્હારા પતિની સેવા લે. તેનો પડયો બોલ "જી-જી" કરતી ઉપાડી લેવાને તેને તું આજ્ઞા કર. ત્હારૂં આયુષ ઘટી જાય ને તું વર સાથે બોલે નહીં, કે ભગવત્ ભજન કરે નહીં તો તે ખોટું છે. આ બન્ને સેવા કરતાં તને કોણ અટકાવનાર છે ? તને કોઇએ ના કહેશે નહીં. મ્હારી ડાહી દીકરી ! સાસરિયાંઓ વિષે તું મનથીજ ભલું ચિંતીને ચાલજે. જો તું સાસુ વિષે મનમાં કપટ રાખીશ તો ખચિત્ત માનજે કે સાસુના પેટમાં પણ કુતરાં ભરાશે. મહીરૂં જોઇને મહાલ્યે, ને સાસરૂં જોઇને ચાલ્યે. તું નણંદ ભોજાઇની ઇર્ષા મનમાં પણ ધરશે તો તે સઘળાંના મન ને મત એકસરખાં થઇને ત્હારે વીશે તેમનું પણ મન બગડશે. તું મોઢે ગમે એવું તેમને અસેમસે કરશે, પરંતુ હૃદયનો કાદવ તેમનાં જીગર ઉપર છંટાયા વિના રહેશે નહીં. એકવાર ભોજ રાજાની દરબારમાં વરરૂચી નામના ધર્મ ઉપદેશકે રાજાને કહ્યું; "હે રાજન ! જે માણુસ સામા માણુસને વીશે પોતાના મનથી જેવું સારૂં કે નરસું વમાસે તેવુંજ સારૂં કે નઠારૂં સામો માણુસ પણ તેને ને તેને માટે મનમાં વિચારે છે." રાજાએ કહ્યું; "આપણાં સનની વાત બીજું માણુસ શી રીતે જાણે? એની પરિક્ષા કરૂં ત્યારે ખરૂં માનું." બીજે દિવસે પ્રાતઃકાળે ભોજરાજા વરરૂચીને સાથે લઇને નગર ચર્ચા જોવા નિસર્યા. રસ્તામાં મહીઆરીઓને આવતી જોઇ રાજા કહેવા લાગ્યો; "આપણે બેઉ જણ એ મહીઆરીઓ વીશે ખરાં જીગરથી એમ વિચાર્યે કે એમને બહુજ લાભ થજો !" પંડિતે કહ્યું; "હે રાજા ! એણીઓના મનમાં પણ આપણે માટે એવુંજ હમણાં આવ્યું એમ સમજજો." રાજા કહે કે, "સાબીત કરો.' આ ઉપરથી પેલી મહીઆરીઓ આગળ જઇને કહ્યું કે; "ભોજરાજા મરી ગયો, ને તમે કયાં જાવ છો?" આટલું કહેતાં સમેતજ બધી મહીઆરીઓએ પોતાના માથા ઉપરનાં દહી દુધ ને માખણનાં માટલાં ભોંયે નાંખી દઈ લાંબે સાદે ભોજના

ગુણો ગાઈ રોવા માંડયું. એવામાં એક કઠિયારો લાકડાંનો ભારો લઇને આવ્યો તેને જોઈ રાજાએ પંડીતને કહ્યું; " આવા અપશુકનવાળાને તો ઘાંચીની ઘાણીમાં પિલી નાખવો જોઇએ, એવું મ્હારા મનમાં આવ્યું છે!" પંડીત કહે; " એના મનમાં પણ આપને માટે એવું અશુભજ આવશે. એટલું કહી કઠિયારા પાસે જઈ પંડિત કહેવા લાગ્યો; " ભોજ મરી ગયો, તમે કયાં ચાલ્યા?" કઠિયારો કહે; " વાહ વાહ! રાજાને બાળવાને તો બહુ લાકડાં જોઇશે, તેથી લાકડાં મોઘાં થશે, અને મને વધારે પૈસાનો લાભ થશે." આમ બોલીને તે નાચવા કુદવા હરખાવા લાગ્યો. આ બનાવો જોઈ રાજાની ખાત્રી થઈ, કે જેવું આપણે મનથી વમારચે તેવુંજ બીજો પણ વમાસે. માટે મ્હારી શાણી બેટી! નેકી ને બદી તું હ્યાં ને હ્યાંજ જોશે. સાસરાંમાં તું જેવી નેક ચાલ ચલાવશે તેવું ફળ તને જરૂર મળશે. ડાહી થઇને નેકીથી રહેજે દીકરી.

હાથીકે દાંતકે ખીલોના ભાત ભાત કે,
બકરેકી ખાલ સો તો પાની ભર પિલાવેગી;
સાબરકી ખાલસે અટક હે સિપાઈ લોક,
ગેંડેકી ઢાલ રાજા રાના મન ભાવેગી;
મૃગકી મૃગલાછા સો ઓઢત હે જતી સતી,
સિંહનકી ખાલ શિવ શંકર મન ભાવેગી;
**નેકી ઑાર બદીદાનો સંગ ચલે મયારામ,**
**માનસકી ખાલ કછુ કામ નહિ આવેગી.**

દીકરી, તું ભાગ પાડતાં શિખજે. સાસરાંમાં સરખા ભાગ પાડીને ખાશે તો ઘણી શોભશે. એટલુંજ નહીં, પણ સૌ કરતાં ત્હારોજ ભાગ ન્હાનો પાડી ખાવાથી તો તું વધારે ગમતી થશે. તું જાણે છે કે, બજારમાંથી મને ગમતાં દાડમ હું એકલો લાવીને છરો હતો ત્યારે એકલો ખાતો હતો, બીજાંને કકડું કોર પણ આપતો નો'તો. ત્હારી માય થતી જ્યારથી ઘરમાં આવી ત્યારથી દાડમના બે ભાગ કરતો; અને તમે જન્મ્યાં ત્યાર પછી દાડમના ચાર ભાગ પાડું છું. ન્હાનો ભાગ હું ખાઉં છું, ને બીજા ૩ ભાગ તને, ત્હારા ભાઇને, અને ત્હારી માતાને આપું છું. આ રીતે દાડમના ત્રણ કડકાનો મ્હારાં વ્હાલાંઓ સારૂ ભોગ આપતાં હું શિખ્યો છું. આ પ્રમાણે ત્હારે સાસરે દરેક બાબતમાં વ્હેંચીને ખાવાનો સદ્‌ગુણ તું ધ્યાનમાં રાખજે. વખત જતાં ત્હારી દયાનું ક્ષેત્ર વિશાળ બનતું જશે. બહાર મળતાં આખાં ફળના સુખ કરતાં સાસરાં ઘરમાં મળતાં અરધાં ફળનું સુખ વશેષ આનંદ આપશે. એકલપેટાં સુખ કરતાં વહેંચી વાંટીને ઉદાર દિલથી ભાગના ભોગ આપવાથી મળતાં સુખની ઓરજ મજા છે. આવું ઉદાર દિલ સાસરિયાંની મોહબતમાં છેકથી છેકવેર વધારોજ કરે છે. પરંતુ આ વહેંચણી કરવાની છે તે સાસરાંને લુટા-વીને લખલુટપણે કરવાની નથી. હાથને કાણું હશે તો સાસરાંમાં નહીં સમારો બેટી.

અને સસરાજીને પહેલી ને વહેલી અણુગમતી થઇ પડશે. હદ બહાર કાંઇ પણ કરતી ના. બખીલાઈ ના કરતી તેમ કંજુશાઇ પણ ના કરતી.

ચું રન્દેહ બ સુએ ગેર બખશ દેહ મબાશ !
ચું તીશે બ સુએ ખીશ પાશ દેહ મબાશ !
તાલીમ ઝે અર્રેહ ગીર દર કેસબે મઆશ !
ચીઝી બ સુએ ખુદ કશો ચીઝી મી પાશ !

સુથારના રેંદા જેવી સખી દિલની સાસરે થતી ના. એ રેંદો તો લાકડાંને રેંદીને આસપાસ પાડ પડોશમાં સઘળે લાકડાંનો કુચો વેરી નાખે છે. તું પણ રન્દાની માફક સાસરા ઘરને ખાલી ખુવાર કરી નાખીને ચાપલુશીખોરી પાડપડોસણોનાં ઘર ના ભરતી દીકરી; પણ વળી કુહાડીના જેવી છેક મતલબી ને એકલપેટી પણ ના થઇશ બેટા ! જેમ કુહાડી લાકડાંના છોયડાં ફાડીને પોતાની ને પોતાનીજ પાતળી ઉપર ઉડાવે છે તેમ તું પણ છેક આપમતલબી ને એકલપેટી ના થઇશ બેટી. તું કરવતીની માફક જીંદગી ગુજારજે. કરવત જેમ કોઇવાર આપણી પોતાની તરફ ખેંચાય છે, ને બીજીવાર બીજાની તરફ ખેંચાય છે, તેમ આપવા લેવામાં, ભાગલા પાડી વ્હેંચીને ખાવામાં કરવતના જેવું સમતોલપણું તું રાખજે. સમતોલપણું ના રાખ્યે તો સાસરે રહેવાય નહીં ને પિયરે સમાય નહીં. દાળભાત મળે તો તે ઉપર સમતોલ રહેવું, ને દુધપાક ખાવા મળે તો તે ઉપર સંતોષ રાખવો. સાસરાંમાં તું મ્હારે ઘર જેવા ખાવાપીવાના લાડ ને અચકા મચકા કરતી'તી, તેવા ખાધાપીધાના ને પહેરવા ઓઢવાના અણુકા મણુકા સાસરે ના કરતી હો ! તને કહી મુકું છું સાફ, જે મળે તે ઉપર શુકરાના કરજે, નહીં તો સાસરે સમાશે નહીં દીકરી.

સાહેબ મેરે મુહકો, લુખી રોટી દે;
ભાજી માંગત મેં ડરૂં, કે લુખી છીન ન લે !

બેટી, તું સાસરેનો સુકો રોટલોજ ઇશ્વર પાસે માગ્યા કરજે, સાસરાંનું સદાનું ધાન ભાજી બેસવા કરતાં સુકા લુખા રોટલામાં હજાર ગણો સ્વાદ હોય છે. ઓ પરમેશ્વર ! મને તું લુખો સુકો વાસી કુસી પણ સાસરેનોજ રોટલો આપ એવું હું માગું છું; તે ઉપર મને ભાજી બાજી કાંઇ જોઇતી નથી, શાકભાજી ને દુધપાક માગતાં તો હું એમ બીહું છું કે, રખેને સાસરેની લુખી રોટી પણ જતી રહે ! એમ તું સાસરેની સાદી જીંદગીજ માગજે, વધારે લુમકો ખાવા જતાં સબર હબર ગુમાવી ના બેસતી દીકરી. ધણીનું ધાન ભાંજી બેઠેલી દીકરી તો આખાં પિયરનો સદાનો સંતાપ છે બેટી ! સ્ત્રીકો સાસ, હાથીકો અંકુશ, ઘોડાકો લગામ, બૈલકો નાથ સદા રખિએ; કવિ ગંગ કહે સુનો શાહ અકબર; અન્ન જલકો તરછોડ કદી ના કરિએ. સાસરાંમાં નબળું પાતળું ખાવાપીવાનું ને પહેરવા ઓઢવાનું

જે મળે તેનાથી ચલાવી લઈએ. દિલ ઉપર એટલી સખ્તી તો સાસરે દીપી નિકળવાને માટે જરૂર સહેવવી. પિયરની કેળવણી ત્યારેજ પ્રકાશી નિકળશે, નહીં તો કહેશે કે; "રાંડને મહિએરમાં લાડ લડાવીને છકાવી મેળેલી તે સાસરૂં ભારી પડે છે, ને ટાઢું સુકું ખાતાં અચકડાં આવે છે !" ફીલસુફ બેકનની શિખામણ છે, કે આપણા સદ્‌ગુણનો પ્રકાશ વ્હેલા વિપત્તિ વડેજ થાય છે. સોનેરી અગર રૂપેરી ભરતકામ કાળાં ભ્રમર જેવાં લુગડાં ઉપર જેટલું દીપી નિકળે છે એટલું સોનેરી રંગના કાપડ ઉપર કાળું ભરતકામ દીપી નિકળતું નથી. મહિએરમાં શેઠાઇ કરી ગએલી દીકરીને સાસરે જતાં ભો ઘણો લાગે. સાસરે જવા તો સૌને ભાવે, ને ઉંબર ઓળંગતાં તો આંસુ આવે. દીકરી, ત્હારા પતિનો પ્રેમ ચાલતે દહાડે ઘણો મજબુત કરવા સારૂ ત્હારે તો સાસરાંમાં લોઢાંના ચણા પહેલાં તો ચાવવા પડશેજ, પરંતુ પ્રિયના અખંડ સુખ સારૂ ત્હારે લોહીનો ગોટ ગળવોજ જોઇશે.

અનલ ભખે શશિરતિ હિત, ચકોર ગિનત ન તાપ;
ભસ્મ હોઇ ભાવભાગ લગૂ, હુઇ કબુ મિત્ર મિલાપ.

ચકોર પક્ષી છે તે અગ્નિના અંગારા ખાય છે તેનું કારણ એ છે કે, ચકોરને ચાંદ બહુ વ્હાલો છે. ચંદ્રમા જેવો વ્હાલો વલ્લભા ચકોરને મનથી બીજો કોઈ નથી, જેથી તેનો અંગ મેલાપ થવાની આશાએ મરવું પણ કબુલ કરીને તે અગ્નિના અંગારા ફાકે છે, ને તેના આતશના તાપને પણ તે ગણકારતું નથી. તે એમ સમજે છે કે, અગ્નિ ખાઇને હું બળીને ભસ્મ થાઉં, ને તે ભસ્મ જાણીને મહાદેવજી પોતાને કપાળે લગાડશે. એટલે કે ભસ્મ રાખ રૂપ થઇને પણ જો કદાપિ પોતાનો વ્હાલો પોતાનો પ્યારો ચંદ્રમા મળે તો સારૂં, કેમકે મહાદેવજીના લલાટમાં ચંદ્રમા છે, માટેજ ચકોર આવી ઇચ્છા કરે છે. માટે બેટી, ત્હારા વરજીને પ્રસન્ન કરવા સારૂ ત્હારે સાસરાંમાં અંગારા ગળવા પડશે અંગારા ! સાસુના પગને ઠેસ લાગે તોએ વહુએજ પગે લાગવું પડશે, ને વહુના પગને ઠેસ લાગે તોએ વહુએજ પગે લાગવું પડશે. સાસુના હાથમાં ચોટલો આપ્યો તો તેની મરજીમાં રહેવું જોઇશે. આડું બોલે તે પણ હાજી હા કરવું જોઇશે. સામાબોલી સાસરે ન સમાય. અતિશય બોલવામાં કે અતિશય ચુપ રહેવામાં માલ નથી. સાસરે વધારે ટકટક કરનારી "વાચાળ વહુ" કહેવાય છે. માટે વાચાળપણું બહુ ન રાખીશ દીકરા. વખત જોઇને આપણે બોલવું. સામાને રૂચતું હોય એટલુંજ બોલવું. આપણું બોલવું બીજાંને પસંદ નહીં હશે ત્યારે સઘળાં મુગાં રહી જશે, માટે મ્હારૂં બોલેલું સૌને ગમે છે કે નહીં તેનો બોલવા પહેલાં વિચાર કરજે. બોલ્યું બહાર પડે, ને રાંધ્યું વરે પડે. જીભને વશ રાખીને કામ લેજે. ઘણી વાર નહીં બોલ્યામાં નવ ગુણ જણાશે. ત્હારી સલાહની સાસુ કે નણંદ ભોજાઇને જરૂર હશે તો સો વખત તને બોલાવશે, પણ વગર બોલવે વચમાં

પુરાતી ના. સાસરે સમાવાનું કામ કાંઇ સોખું નથી. વાચાળપણાથી અડદ ને ગવાર સાથે ભરડાઇ જાય છે. શું બોલવાનું ને શું બોલાઇ જાય, ને દેરાણી જેઠાણીના હાથમાં ચલ્લી ઝટ આવી જાય. તું ત્હારી ને ત્હારી વાત સાસરે નહીં કરતી. પિયરની વડાઇ સાસરે કરતીજ ના. મહિયરની બડાઇ સાસુને ફફડાવી મારે છે. સાસુ સસરા બેઠાં હોય ત્યાં તો પિસેલે મોઢનીજ રહેજે. ચડ ચડ બોલવાનું માંડીજ વાળજે. ઘટે ત્યાં બોલવું ને નહીં ઘટે ત્યાં મુગાં રહેવું. છેકજ મુગાં પણ નહીં રહીએ, તેમ છેકજ લવલવ ટવટવ પણ ના કરીએ દીકરી.

માંગનકો ભલો બોલનો, ચોરનકો ભલી ચૂપ;<br>
માલીકા ભલો બરષનો, ધોબીકો ભલી ધૂપ.

સાસુ સસરા પાસે કાંઈ માંગવું હોય ત્યારે તો બોલવુંજ સારૂં, છેક ચુપકીદી તો ચોરનેજ ભલી હોય. ખેડુતને કે માળીને વરસાદ ઘણો જોઇએ, ને ધોબીને તાપ તડકો ઘણો ભલો છે. દરેક દિવસને છેડો તો છેજ. માટે દરેક મજુરને આસાએશ તો જોઈએજ. તને પણ સારા શેઠાઇ કરવાના દિવસો મળશેજ. સો દહાડા સાસુના તો એક દિવસ વહુનો પણ આવશે. સાસુ પછી વહુનોજ વારો આવે, કાંઇ નણંદ ભોજાઈનો નહીં આવે. દીકરી ! સાસરેથી ફરીની આવશે ત્યારે વળી બીજી વાતો તને કહીશ. હાલ તો મુજ ગરીબ બાપની આજની શિખામણો ઉપરજ પૂરો અમલ કરીને આવજે.

## શિક્ષણ ૩ જું.

Birds in their little nests agree;<br>
And 'tis a shameful sight,<br>
When children of one family<br>
Fall out, and chide, and fight. ( Watts. )

મ્હારી વ્હાલી દીકરી !

જ્યારે તું પોતેજ જેવી થવા ધારતી હોય તેવી થઇ શકતી નથી, ત્યારે સાસરિયાં ત્હારી મરજી માફક ત્હારી સાથે વર્તે એવી આશા તું શા સારૂ રાખતી હશે ? ત્હારી મરજી મુજબ સાસરિયાં ચાલે એવી જો ત્હારી ઇચ્છા હોય તો ત્હારે તે લોકોની મરજી મુજબ ચાલવાને તેયાર રહેવું જોઇશે. કેટલીક વહુઓને મહેનત કરીને પણ શત્રુ ઉભાં કરવાની ટેવ હોય છે. એમ કરવામાં ગાળેલો વખત નકામો ગયો એમજ સમજવું. કારણ કે દુશમનો તો આપણી કોશેશ વગરજ આપોઆપ ઘણી વખતે ઉભા થાય છે. દુશમન ઉભાં કરવાં એ બીલકુલ

વગર મહેનતનું કામ છે. મુર્ખાં સાસરિયાં કરતાં તો ડાહ્યાં દુશમનો પરવડશે. કુલ, વિત્ત, વિદ્યા, ખુબસુરતી, શુરાટન, દાન અને તપ એ સાત તો મુખ્યત્વે કરીને નવી વહુને રાદ ચઢાવનારાંજ છે. માટે મ્હારી ડાહી દીકરી ! એટલાંથી છકી બકી જતી ના. સંસારનું ખરૂં સાધન તથા સાસરાંનું ખરૂં ભુષણ વહુજ હોય છે. એક બીજાને ઉપકારી થઇ ઘર સંસાર ચલાવવો એના કરતાં જગતમાં વધારે ઉત્તમ બીજું કાંઇજ નથી. વહુ એ સાસરૂં શોભાવે તો રાણી જેવી છે, નહીં તો દાસી રૂપ છે. સાસરાં રૂપી રાજ્યમાં ડાહી વહુની સત્તા બરાબર રીતે ચાલે છે. આ રાજ્યનો કાયદો તે પ્રેમ છે. સાસરાં સંસારનો ધર્મ બજાવવામાં જેટલું કમીપણું અથવા જેટલું અજ્ઞાનપણું એટલું સુખ ઓછુંજ સમજવું. સુઘડતા અને વખતસર કામ કરવાની ટેવથી નવી વહુ બહુ શોભા આપે છે. સુઘડ નાર જ્યાં જ્યાં વસે, ત્યાં ત્યાં શાંત નિવાસ. નમ્રતા એજ સાસરાંને વશ કરવાનું વશીકરણ છે. તુંડાઇ એજ સાસરાંમાં અળિયાણા પડવાનો ઉપાય છે. દયારામ કહે છે કે;

સહજ કૃપા હરિ દિન લહી, અભિમાંની ન પ્રયાસ;
કર્યાંહૂ ન નગ રહિ નીર જ્યાં, સો સર આપુ ન બાસ.

દાદાર અહુરમઝદની મહેરબાની હમેશાં ગરીબ, નમાના, નમ્રતાવાળાં, ન્હાના ને નમંતાઇનું નીચાણ કબુલ રાખનારાંઓ ઉપર વિશેષ હોય છે, અને તે માલેક પાકની કૃપા રાંક લોકોને જોકે ઘણી મોંઘી મળે છે, તોએ સહેજમાં મળે છે. અભિમાની તુંડ અને અહંકારીને તો મહા મહેનત કરતાં પણ પરવરદેગારની કૃપા મળતી નથી. પર્વત બહુ ઉંચો, તડો ને તડો રહે છે તેના ઉપર પ્રાધો ટન વરસાદનું પાણી પડે છે, પરંતુ એક ટીપું વટીક તેના શિખર ઉપર ઠરીને રહેતું નથી, પરંતુ જે સરોવરો તેનાજ નીચાણમાં નીચે બેઠેલાં હોય છે તેમાં તે એની મેળે સર્વ અમૃત જઇને વાસો કરીને રહે છે, કેમકે તેણે નીચાણ કબુલ કર્યું છે. માટેજ ફારસી શાયરે પણ કહ્યું છે કે;

નવાઝેશ બ હર જા ખુદ દસ્તગીર;
ચે અઝ તીઝ બર નાચે અઝ મર્દે પીર.

નમ્રતા તો સાસરે જાવ કે મહિરે રહો, પણ હે બેટી ! દરેકે દરેક જગોએ તેજ કામ આવે છે; અને વળી એ નમ્રતા ત્હારા જેવી ઉછળતી અપ્છરા તરફથી હોય તોપણ તેજ, ને એક બુઢાં ખખ આદમી તરફથી હોય તોએ તેની તેજ અસર નિપજાવે છે.

“ પણ કાકાજી ! ” દીકરી વચમાંથી બોલી ઉઠી; “ તમે તો જાણે મને સાસરે નહીં મોકલતાં નિશાળે મોકલતા હો એવા ધસ્કા પાડો છો ! તમારા કહ્યા પ્રમાણે કેમ ચલાય ?”

હે બેટી ! જવાન છોડીઓને વચમાં પૂરાવાની ઘણી નઠારી ટેવ હોય છે. કોઇ વાત કરતું હોય તેની વચમાં વચમાં બોલવાની ટેવ ના રાખતી દીકરા. તાપસી પુરનારાં લાપસી જમતાં નથી. નવી વહુએ ઘરસંસાર ચલાવતાં શહેરના ટાઉન–કલૉકને મળીને ચાલવું, જેથી તે મિનારાનાં ઘડિયાળની માફક વખતસર ને વ્યવસ્થાસર તેણીથી કામકાજ થાય. પરંતુ ત્હારે શહેરના ટાઉન–કલૉકને મળીને પણ ચાલવું નહીં, જેથી મિનારાનાં ઘડિયાળની માફક આખું ગામ સાંભળે એવા ઘોંઘાટ ને ધાંઉં–ધાંઉં બરાડા ત્હારાથી પડાશે નહીં. બેટી, ત્હારે તો ગોકળ ગાયમાં સમાઇને ચાલવું, જેથી ત્હારામાં ડહાપણ આવે અને ગોકળગાયની પેઠેમ તું ત્હારાં પોતાનાં સાસરા ઘરમાંજ પગ ગોપીને રહી શકે, ને બહાર બીજાંને ઘરે ઘર ભટકે નહીં. અરે ! રાખ, રાખ, દીકરી ! ગોકળગાયમાંજ સમાઇને પણ ત્હારે વર્તવું નહીં, જેથી તેણીની માફક તું પણ જે કાંઈ માલમતા ધરાવતી હશે તે સર્વે ત્હારી પીઠ ઉપર તું પણ ગોકળગાયની માફક સઘળું લાડીને ફરહર કરે નહીં ! મગર હે બેટી ! તું પડઘામાં સમાઇને ચાલશે તો સાસરે ઝટ સમાઇ જશે. પડઘો પણ કોઇ એક બોલ બોલે તોજ ઉત્તર દે છે, તેમ તુંને પણ કોઈ પુછે પરછે ત્યારેજ જવાબ દેજે દીકરી. અરેરે, વળી ત્હારે પડઘામાં સમાઇને પણ સાસરિયો સંસાર ચલાવવાનો નથી; પડઘાની પેઠે હમેશાં છેલ્લા બોલાયલા બોલનેજ ત્હારે વળગી રહેવાનું નથી. જોઈ વિચારીનેજ બોલજે બેટા. માર્યા માર ભુલાય, પણ બોલ્યા બોલ નહીં ભુલાય, સૌ વખતેજ સારૂં.

> નીકી પૈ ફીકી લગે, બિન આસરકી બાત;
> જસે બર્ણન જુદ્ધમેં, રસ સિંગાર ન સુહાત.
> ફીકી પૈ નીકી લગે, કહિયે સમય બિચારી;
> સબકે મન હર્ષિત કરે, જોં બિવાહમેં ગારી.

વગર અવસરે મિઠું મધુર બોલ્યે તે પણ કાળું ઝેર જેવું લાગે છે. લડાઇ લડવામાં અલંકાર ને રસના આડંબર કાંઈ કામ આવતા નથી. ઘાંચી ગોળાંઓમાં વિવાહ વખ્તે જે વહેવાઇ તરફનાં ઘણી ઘણી બિભિત્સ અને નવી નવી રાંધેલી આળો સાસરાંવાળાંને દે છે તેમ તેમ વહેવાઈવાળાં માને છે, કે સામેવાળાંએ બહુજ માન આપ્યું ! તે વખ્તે કઠોરમાં કઠોર કડક ગાળ આપે તોએ તે મિઠી મધુર લાગે છે, પરંતુ લગન વિત્યા પછી એક ન્હાની જેવી પણ ગાળ જો વહેવાઇ તરફનાં દે છે તો મોટો કજ્યો ઉત્પન્ન થાય છે; ને પછી કજીઓ થોડો ને ચરસ ઘણી વધી પડી સાસરાં ત્યજવાનો વખત આવે છે. તોપણ, મ્હારી ગાય જેવી દીકરી ! બધું હદમાં રહીને કરજે. સાસરિયાંનાં બહારથી દેખાતાં મધુર વચનો ઉપર લોભાઇ જતી ના. શાકરની છરી વારંવાર ત્હારૂં કાળજું વ્હેરી નાખશે, માટે છેક આલી ભોળી થઇ રહીશ નહીં. જે નરણુ લોભાઇ અદેખી પડી હશે

તે કડવાશથી ત્હારૂં કાટલું કાઢી નહીં શકશે તો મિઠાસથી મારવાની બાજીઓ રમશે, માટે સંભાળીને ચાલજે દીકરી.

બર તવાઝહાએ દુશમન તકીએ કરદન અવલહીસ્ત;
પાએ બોસે શયલ અઝ પા અફગંદ દીવારરા.

અદેખાં દુશમનોની પેઠે ટાઢક પમાડનારી તાજીમ તવાજો ઉપરથી ત્હારે અંજાઇ જવું એ મુર્ખાઇ છે બેટી ! જ્યારે કે રેલનાં પાણી પોતાના ટાઢક પમાડનારા હોઠો વડે એક ઘરની દિવાલના પગને ચુંમી લઈને કોટી કરે છે ત્યારેજ તે દિવાલને તે નીચે લાવી મેલે છે. હે દીકરી ! તું સંસારી થઇને ત્હારે સાસરે ગઇ તે અગાઉ તો તું મ્હારે ઘેર બચ્ચું ગણાતી હતી. પહેલાં તો તું પારણે પોઢીને લાડ કરતી'તી. પહેલાં તો તું અમારા ખોળામાં રમતો રમતી'તી. ન્હાની નિર્દોષ હતી ત્યારે ત્હારૂં આડું અવળું પણ વણાઈ જતું હતું. પાછળથી તને બધાંએજ ચાલતાં હાલતાં સારી કેળવણી આપી છે, અને તેની પરિક્ષા પસાર કરવાનો હાલજ વખ્ત આવ્યો છે, કે ત્હારા સુશિલ સ્વભાવથી તું સાસરિયાંને ત્હારે વશ કરી લે. હવે અમ માબાપની ઘણીખરી જોખમદારી કે જવાબદારી ઓછી થઇ છે. અમારી જવાબદારી હવેથી ત્હારા વરજીને શીર ઘણી છે. અમે માબાપનો ધર્મ બજાવીને પરવાર્યાં છિયે. પરણુવા પહેલાં એક ઘડી પણ તને અમે વેગળી મુકતાં નો'તાં, એકલી ફરવા નો'તાં દેતાં; હવે તું લાયક ઉમરની થવાથી સાસરાંમાં તો મહિરનાં વ્હાલાંઓ વગર તું નવી સવી એકલીજ કહેવાઇ. હવે સંસારની ઝુસરી ત્હારે એકલીએ ઉપાડવાની ઠરી. હાથીનો ભાર તે હાથીજ ઉપાડે, બિલાડીથી કાંઇ ઉપડાય ? ત્હારા વરજીના ઘર સંસારના કામમાં તો તું દાસીજ છે, પણ તેના રાજ્યની તો તું રાણીજ છે. પરંતુ જો તું તુંડ, મિજાજી, હરકત, અને 'જો હુકમ' ચલાવનારી નિવડીશ, ત્હારોજ કકકો ખરો પાડવાની હઠ લેનારી નિવડીશ તો યાદ રાખજે કે પિયર, મહિયર, ને સાસરાંનું તું સત્યાનાશ વાળીશ.

અતિ બલ નારી હોત હૈ, અપને કુલકો નાશ;
કૈરવ પાંડવ બંશકો, કિયો દ્રૈપદી નાશ.
કિયો દ્રૈપદી નાશ, કૈકયી દશરથ મારેએ;
રામ લછમણસેં પુત્ર, તેઉ બનવાસ સિધારેઓ.
કહે ગિરિધર કવિ રાય, સદા નર રહે દુઃખારી;
સો ઘર સત્યાનાશ, જહાં હૈ અતિબલ નારી.

વ્હાલી બેટી ! ત્હારી શકિત સારાંને માટે કે નઠારાંને માટે અટકાવી શકાય નહિ એવી અનિવાર્ય છે. ઘર એજ દુનિયાનો છેડો છે, ને ઘર એજ સુખનું સ્થાન છે, અથવા એજ ઘર સદાને માટે તજાયેલું કે અંધકારમય ધામ છે. ત્હારા ધણીજીને માટે તું તેની ભલી સ્રી એજ ડહાપણ, હિંમત, બળ અને ધીરજ છે.

ત્હારા વરજીને જો તું નઠારી નિવડી તો તેને માટે તુંજ અસ્તા વ્યસ્તા છે. ધણીને મુઝવણુ કે અમુઝવણુ ઘરવાળી નઠારી સ્ત્રીથીજ ઉત્પન્ન થાય છે. નબળાઈ, અશાંતિ, અને નિરાશી તે નઠારી વહુજ છે. જો તું પાધરી, ઘરરાખુ, ને મુર્યાદશીલ હશે તો ત્હારા ધણીને કોઈ પણુ હાલત આશા વગરની જણુાશે નહીં. ત્હારા ધણીને બહારની ગમે એવી આબાદી હશે તોએ ત્હારી મુર્ખાઇ, ત્હારૂં લખલુટપણું અને ત્હારા સંતાપથી તેને કદિએ ચેન પડવાનું નથી. માટે તું મધુરતા રાખી સારી સખિયોની સોબતમાં રહેશે તો ત્હારાં સાસરાં ઘરને તું "સુખી ઘર" બનાવશે.

संसार कटु वक्षस्य द्वे फले अमृतोपमे ।
सुभाषितंच सुस्वादु, संगतिः सुजने जने ॥

સંસાર એ એક કડવું કડવું ઝેર જેવું ઝાડ છે, મગર તેનાં ઉપરનાં માત્ર બેજ ફળ અમૃતની ઉપમા આપવા લાયક છે. એક તો મિઠાં મધુર વચન, અને બીજું તો સારી સખિયોની સંગત. ગમે એવા શાંત સ્વભાવથી પણુ ઘરસંસારી ખટપટ, ઘર ટંટો, ગૃહ કલહ, અંતર ભેદ, માંહોમાંહેનાં ઉંચાં મન કે ફાટપુટ તામોશ થઇ શકતાં નથી. પુરૂષ જોકે અબળા કરતાં સબળો કહેવાય, તોપણુ તે કાંઇ ઘણોજ કઠણુ પથ્થર જેવો હોતો નથી. બહાર બહાદુર એવા જોરાવર પુરૂષોને પણુ પોતાની કાંવળી અને નાજુક સ્ત્રીને પગે પડતાં મેં દીઠા છે.

જે કોઇને તાબે થઇ શકતો નથી તે ઘરવાળીનો તાબેદાર તું જરૂર જોતી હશે. શૂરાટન અને મહાભારત કામ કરવાને પૂરૂષ ઘણો આનંદી જણુાશે, પરંતુ સ્ત્રીને રાજી રાખવામાં તેનું હૈયું મોમ જેવું પોચું પડી જાય છે. એટલા માટે ઘરની દુનિયાની અટપટો સમાલવા સારૂ તેને ઉત્તમ આચરણુ રાખવાની જરૂર પડે છે. જો તું ત્હારા પતિને ઘરની રાહત આપીશ તો તેને દુનિયાઇ ઝગડામાં ઉસ્તવાર રહેવાને નવું જોમ મળશે. ઘર જેનૂં પાધરૂં, ઘરનો પ્રધાન જેનો પાધરો, તે જગતનાં ગમે એવાં સંકટોની દરકાર કરતો નથી. પરંતુ ઘરે આવે ને કમજાત ઓરતનાં ખાસડાં ખાવાં પડે, ઘરમાં આવે કે લાગલીજ ટિટિયારી ને ચિચિયારી સાંભળવી પડે, ઘરે આવતાંજ જો તેને ઉદાસી, ઉદાસીનતા, ઉજડ, અંધકાર, દુરાગ્રહ, ને મમતનાં ખેણુ કૌતક વેઠવાં પડે, ઘરમાં પેસતાંજ જો ફરિયાદ ને અસંતોષ અનુભવવાનો મળે, તો ધણીની સર્વ આશા ભ્રષ્ટ થાય છે, અને નિરાશામાં ડુબીને એવો તો નંખાઇ જાય છે, કે તેને પાછળથી તેની સ્ત્રી ગમે એવા દિલાસા દેશે તોએ તે આમજ કહેવાનો કે; "મેં તો માનતા હઉં, મગર મેરા દિલ માનતા નહિં!" આવી નઠારી સ્ત્રી વિશે ફીરદુશી શાયરનો ચાબખો છે કે;

અગર નેક બુદી સરંજામે ઝન;
ઝનાનરા મઝન નામ બુદી, ન ઝન.

અગર જો સ્ત્રી જાતિનો સરંજામ ભલોજ આવતો હોત તો સ્ત્રીને માટે **ઝન** એટલે "મારવી" એવું નામ ફારસી ભાષામાં નહિ રાખતાં **મઝન** એટલે "નહીં મારવી" એવુંજ રાખતે કેની ? મ્હારી વ્હાલી બેટી ! તું **ઝન** નામને ખોટું પાડી **મઝન** નામ મેળવવા માટે ત્હારૂં અંતઃકરણ સાચવજે. જો તેં અંતઃકરણ ગુમાવ્યું તો ત્હારી પાસે જાળવવા જોગ બીજું કશુંએ બાકી રહેશે નહીં. એક પત્નિનો મિઠો મિજાજ, એક દારાનો સદ્‌ગુણી સ્વભાવ, એક ભાર્યાનું અનુકુળ આવતું ચારિત્ર, "અરે ! મ્હારી વહુનાં સલુક, એજ જો સારાં પાધરાં હોત તો મને આખી દુનિયાનાં દુઃખોના પહાડો કાં નહીં તુટી પડત તોએ હું તેને ગણકારત નહીં !" એવું બોલવાનો કદિએ નહિ મળતો સમો, એજ તને અને ત્હારાંને સુખી કરવાને બસ થશે. એક દુઃખી ભરથારને હાય કરતો દીઠો છે કે; "મ્હારૂં ઘર સારી ઘરરાખુ વગર ઘોર સમાન છે. જો ગેહિની પાધરી હોત તો મ્હારા માર્ગમાં તો પુલ પંથરાત, ને મને દુઃખ જેવું ન લાગતાં આનંદ થાત. જુઓ ! પેલા પાડોશીઓ, પેલા કલબવાળાઓ રાત્રે થાકેલા પાકેલા ઘરે આવે છે, ધંધા રોજગારની હેઝગારીમાંથી છુટીને કેવા ખુશાલ દિલથી ઘેરે આવે છે ! તેમની પ્રિયાઓ, તેમની કાંતાઓ, અરે ! તે મ્હારાજ સાથીઓની રમણીઓ, ત્યાં તેમને કેવા મિઠા બોલ બોલીને "આવોજી ! જી ભરૂં મ્હારો જીવ કયારનો તમારામાં ભરાઇ રહેલો, ભલે પધાર્યા મરૂં !" આમ કહીને કેવો આવકાર આપે છે, ને દિવસની થાક એક શબ્દમાંજ કેવી ઉતારી મેલે છે ! ને હુંજ શાએ અભાગ્યો ? આહા ! એવું સુખ મને કયાંથી ? તેમના હૃદય ઉપર સૂર્યાસ્તની શીતળતા કેવી છાંઇ રહી છે ! તેઓ કેવા સુખી છે, ને તેમની જીંદગીની જંજાળો તેઓ કેવા ભુલી ગયા છે ! જુઓ ! તે સુશીલ વલ્લભાના નમ્ર ને નરમ પ્રેમભર્યા શબ્દો આખાં ઘર ઉપર કેવી ટાઢક પમાડનારી અસર ફેલાવે છે ! માયાળુ માવતરના, ને જીવજાન જાયાના હિંમત આપનારા શખુનો, મહિલાની માયા ને ખટલાનો સધિયારો મ્હારાં બળેલાં જળેલાં જીગરને ટાઢક પમાડવાને નથી સરજેલાં. એટલે મ્હારે મનથી તો પૃથ્વિ ઉપરનાં સર્વ સુખો કાળાં કાળાંજ દેખાય છે. અર્ધાંગનાનું કોમળ હસવું, પણિયેતના મહેરભર્યા અવાજો, ધણિયાણીનો રાહત આપનારો ચહેરો, મ્હારી ઉપર કે મ્હારાં વ્હાલાંઓ ઉપર સારી અસર કરવાને કયાં છે ?" અરે મ્હારી વ્હાલી ડાહી દીકરી ! ત્હારા માત્ર સારા સ્વભાવના પાયા ઉપરજ ત્હારા સાસરા સંસારની ઇમારત ઉભેલી છે, એમ સમ-

જીને તું સાસરૂં શોભાવજે દીકરી. સારી સમજણ, સારો સ્વભાવ, અને ક્ષમા ખામોશી કે માફી એજ ત્હારી કુલીનતાની નિશાનીઓ છે.

જ્યાં ગુણવંતી સ્રી કુલવંતી, કુળ મરજાદે સંચર નારી;
ત્યાં ગૃહ લક્ષ્મી ધર્મ સમાયે, ભણિ મનમાં એ નિશ્ચય ભારી.

દીકરી ! મ્હારી શિખામણોને તું હસી ના કાઢતી. કડવું કડવું કહું છું તે ત્હારાં ભલાંને માટેજ કહું છું.

"પણ કાકાજી !" દીકરી બોલી; "તમે કહો છો તેવા ગુણવાળું માણસ તો ફરેસ્તોજ હોય, માણસમાં એ બધા ગુણો કેમ આવે ?" "વળી વચમાં વચમાં બોલી !" જરા કાન દઈને સાંભળ બધું, ને પળાય એટલું પાળજે. તને મ્હારાં કહ્યાંનું દુઃખ લાગતું હશે, પરંતુ દુન્યામાં હમેશાં પ્રિય બોલનારાં તો ઘણાં હોય છે, મગર અપ્રિય ને અણુગમતું બોલનારાં, તથા તે ખુશીથી ગ્રહણ કરનારાં પણ વિરલાંજ હોય છે. હું ત્હારો અંગિ છું માટેજ તને કહું છું, તને ઇશ્વરે ઉંચાં કુળમાં જન્મ આપ્યો છે, માટે હવે તું પ્રેમના બંધનમાં બંધાય છે ત્યાં પણ ઉંચ પ્રેમ રાખે, માટેજ તને આ બધું કહું છું. હેમીલ્ટન વંશવાળાઓ પણ સાસરે જતી દીકરીઓને હંમેશાં શિખામણ આપે છે કે; "ઉંચાં કુળમાં જન્મ ઇશ્વર આપે છે, માટે સાસરાંનાં પ્રેમ બંધનમાં તું ઉંચજ રહેજે !"

જૈસો બંધન પ્રેમકો, તૈસો બંધ ન ઔર;
કાઠહી ભેદે કમલકો, છેદિ ન નિકરે ભૌંર.

પ્રેમનાં બંધન જેવું બીજું એકે બંધન નથી. ભમરો ગમે એવાં કઠણ લાકડાંને ભેદી શકે છે, પરંતુ પોચી પચક કામળને છેદી ભેદી શકતો નથી. મ્હારા જેવા અંગિની પિછાન તને સંપત્તિ ને સુખના વખતે નહીં થાય, પણ વિપત્તિ ને દુઃખના વખતેજ થશે. મને કે તને દુઃખની વખ્તેજ સગાં સંબંધીની જરૂર પડવાની, સુખના વખતે તો તને કે મને અંગિ સંગીઓનો કાંઇ ટોટો પડવાનો નથી. દીકરી ! ત્હારૂં ને ત્હારા ધણીનું મન કે મત એક કરવાની કોશેશ કરજે ; જરા પણ મન ઉચાટ ને દિલ ખાટું રાખી વિમુખ ના રહીશ. સંપત્તિમાં કે વિપત્તિમાં જીંદગીની સાથે ને સાથે રહી દહાડા કાઢયા છતાં, હસ્તમેલાપ વખ્તે એકેકને કોલ આપ્યા છતાં, જો ત્રાહિત કે પારકાં જેવાં તમે વર વહુ રહ્યાં, એક બીજાંનાં અંતઃકરણને ઓળખ્યાં નહીં, લાંબા પરિચય છતાં બંનેનાં દિલ મળ્યાં નહીં, તો એવો સ્વાર્થે સહવાસ શા કામનો ? ત્હારે તો લીલા માત્રથી લલિત અને મધુર વાકયો સર્વદા બોલવાં. મેં પ્રથમ કહ્યું તેમ મૃદુ અને શીતળ જળ

ધીમે ધીમે પર્વતને પણ ચીરે છે, તો ગમે એવાં કઠણ કાળજાંનાં સાસરિયાંનાં હૈડાં ત્હારી મિઠી જુબાનથી નહીં ભેદશે વારૂં ? તલ કોઠીના કે ધણીના ? એકવાર જો સાસરાંનાં મન તુટશે તો સંધાશે નહીં. તુટયાં મન અને વિંધ્યાં મોતી ના સંધાય દીકરી. સાસુ સસરા ઉંચે મને હોય ત્યારે તું મિઠા શબ્દોથી સાસુને "માયજી ! માયજી !" કહીને, ને સસરાને "બાવાજી ! બાવાજી !" કહીને અકેક સાથે વહેલાં બોલતાં ચાલતાં કરી દેજે દીકરી. દેરાંણી જેઠાંણી ત્હારી સાથે ઉંચે મને હોય ત્યારે પણ મધુર વાણીથી "બ્હેનજી, બા સાહેબ ! મ્હારાં હેતવંતાં ને કદરવંતાં બ્હેનો !" આમ કહી તેમનાં મન મનાવી લેવાની વિદ્યા શિખજે બેટા, હાલ એટલુંજ, બીજું કહું તે પહેલાં સાંભળ !

> "મધુર વચનથી સ્નેહ, નિરંતર સર્વશું વાધે,
> મધુર વાણી કોકીલ તણી, મન કેવું જો બાંધે !
> મધુર વચનથી મળે આવી, પય માગે પાણી,
> મધુર વચનથી રહે, કુલિનના મુખનું પાણી.
> વળી મધુર વચનથી થાય વશ, સંધું જાણજો સજન સહુ,
> '**જુબાં શીરી મુલક ગીરી**' એ કહેવત સાચી લહું."

---

## શિક્ષણ ૪ થું.



> Her heavenly form
> Angelic, but more soft and feminine
> Her graceful innocence.—*Milton.*

**મ્હારી વ્હાલી દીકરી !**

કદાચ ત્હારા ધણીના સ્વભાવમાં ફેરફાર થયો હોય તો તેને પાછો પ્રેમાળ બનાવવાના તું પ્રયત્ન કરજે. કેમકે ત્હારૂં નિર્દોષપણું એજ ત્હારી સુંદરતા અને ખુબસુરતી છે. ત્હારા ધણી થતા ઉપરની ધંધા ધાપાની જંજાળો અને હરીફાઈના જમાનાની અસરોનો ખ્યાલ કરીને તેના ઉપર દયા લાવીને તેનો સ્વભાવ સાચવી લેજે દીકરી. ધંધામાં નફો પ્રાપ્ત કરવાની તેની હાયવાય, દિવસે તેનું રઠમસ થવું, અને ઉજાગરાવાળી તેની રાતોનો વિચાર કરજે, કે તે બાપડો પોતાની પ્રિયા, પોતાનાં બચ્ચાં કચ્ચાં, પોતાની આબ્રુ ઇજ્જતની ચાલુ બિક એ સૌ તે ત્હારા ઘર

સંસારની સલામતી સારૂજ રાખે છે, તેનો પણ તું જરા વિચાર કરજે. પણિયેત જાયાના પણિયેત ભરથારોની સંભાળ, સર્વ કાંતાઓએ પોતાની બજાવવાની ફરજો પૈકીની મૂખ્ય છે, કે ઉપર જણાવેલી ભરથારની છુપી ચિંતા, છુપાં હાય સોસારા અને છુપી ફીકર કાળજી વીશેના ઉપાયો કરી રાખવા. ધણીનો પ્યાર કમી થવાનું મૂખ્ય કારણ ધણીની છુપી સંસારિક ફીકર ચિંતા ને ગુપ્ત સોસારાજ હોય છે, જે કોઇને તે કહેતો નથી. બેટી! તમે શાએ દુઃખી છો? દુઃખના વખ્તેજ મગરૂરીનો ટેક રાખો ત્યારેજ ખરૂં, બાકી તો તમારા ધણીના સુખના દહાડામાં ગરૂરી ને ટેક રાખો તે શા ખપના? ધણીની નિરાશાઓ વખ્તે તેને ત્હારા શિવાય સંસારમાં આશાનો આધાર બીજાં કોના ઉપર છે? બેટી ત્હારા ધણીજીની આફતનાં વાદળાં તળે સૂર્યનો પ્રકાશ ઢંકાએલોજ છે, એમ સમજીને તેની મુશીબતોમાં તેને તું હિંમત આપ, પતાવ સતાવ, ને પસવારીને તેને સધિયારો આપ. એમ કીધાથી તેનો અમીરી ખવાસ ત્હારા મીઠા બોલ ઉપર ઉભરાઈ ઉફણાઇને ઉભાઇ અધરાઇ જશે. તમારા સુખી સંસાર ઉપર આવેલું મુશકેલીનું વાદળ તમારા અંત્તરના પ્રકાશથી જરૂર વિખરાઇ જશે. મહાન વકતા બર્ક કહી ગયા છે, કે દુઃખ એ તો પ્રભુએ આપણા માટે નિમી આપેલો જબરદસ્ત ગુરૂ છે. એ ગુરૂ આપણી સામે ને સામે થઇને આપણું બળ વધારી આપે છે.

दुःखावाप्ति विना कस्य गुणाः संजायते वद ।

छिद्राबंधनके प्राप्य सुमनः सगुणं भवेत् ॥

સંસારમાં દુઃખો ખમ્યા વગરજ ગુણ કયાંથી થાય વારૂં? બેટી, છિદ્રને તેમજ બંધનને સહેવ્યાથી સુમન તેજ સગુણ થઇ જાય છે. દીકરી! દિવાનું મોં જોવું કે ચારાંનું? જ્યારે ત્હારા સ્વામી નસોસ ને નિરાશ દેખાય ત્યારે તું પણ આભરી ગાભરી થઇને તેને આમ પુછીને વધારે હેબતાવતી ના, કે “બ્હાલા! આય હાય! એ મરૂં તમારા મુદઇને શું અસુખ થયું છે?” જયારે ત્હારા ધણી ભયભિત ને ભયાનક ચહેરે દીઠામાં આવે, બિધેલા જણાય, ત્યારે તેનાં દુઃખની વાતો અંકે કરાવી તેને સતાવીશ મા; તે પોતેજ જયારે નહીં ખમાશે ત્યારે ત્હારીજ આગળ પોતાની ખુશીથી પોતાનો સંતાપ અને વિલાપ ઓકી પડશે. તું તેની તકેદારી રાખજે, પણ મોઢું બંધ રાખજે. ત્હારા કહેરાયલા ફફડેલા પ્રાણનાથ નંખાયલે ચહેરે, ઉતરેલ પાણીએ, જ્યારે ગમગીન કે ખમખાર દેખાય ત્યારે તેમને એકલા રહેવા ગમે તો તમે છેડછાડ કરશો મા. તેઓ બોલે તોજ બોલાવજો. તેઓ હસે તોજ હસાવજો. તમારા પ્રાણાધિનાથ દુઃખી જીગરે બળેલાં અંતઃકરણે દયા ઉપજે એવા થઇ ગયા હોય ત્યારે તમે તો આનંદથી હસી ખુશી ભરેલાં સિવવા ગુંઠવા

કે સારો દિલાસાની ચોપડી વાંચવા મંડી જજો. તેવણુ ભેસરાઉ થઇને ભેળાવાની તૈયારીમાં હોય ત્યાં સુધી આમજ કરજે દીકરા! "શર્ટનું સોનાનું બટન, કે બાંહેનું માણુકનું બટન ખોવાઇજ ગયું કે કેમ?" એવા સવાલ કરીને તું અંકે કરાવતી ના. એ અંકે કરાવવાની મોકાણુથીજ પ્યારમાં પહેલો ખત્રો પડે છે. તું પોતે સદાચારથી ચાલીશ તો ત્હારા ધણીજી પોતાની મેળે ત્હારા થઇ રહેશે બેટી.

"ચાલે ચોંપ થકી સદાચરણમાં સૌભાગ્યથી શોભતી,
સ્વામિને સુખ આપવા પ્રતિ દિને યત્નો કરે છે અતિ;
સંસારે સુખરૂપ એક નિજનો જે ધર્મ શોધી લહે,
તે નારી જનની શિરોમણી સતીને શ્રેષ્ટ સર્વે કહે."

દીકરી, ત્હારા ખાવીંદ અગાઉ તો ત્હારી સાથે અલૈયાં બલૈયાં કરી કરીને વાતો કરતા હતા, ને હમણા આવીને મુવાં ન્યુસપેપર ને ચોપાંનિયાં કાં વાંચતા બેસતા હશે! એવો જરાએ બડબડાટ કે ફરિયાદ ઉઠાવીશ મા. ન્યુસપેપરો ને ચોપડી ચોપાન્યાં તે વાંચતો હોય તેને સંતાડી મુકવાની વાત જવાજ દેજે, બળકે ભુલકાંઓએ કયાં કેથાં કીધાં હોય તો એકઠાં કરીને ઉલટાં તું ત્હારા કાંતની સનમુખ લાવી મૂકજે હો! ન્યુસપેપર વગર આ જમાનામાં પુરૂષ કેમ ચલાવી શકે, તેનો વિચાર કરજે. આખો દહાડો કરી કરીને ત્હારી ને ત્હારી સાથેજ વાતો તે શી કર્યા કરે વારૂં? વળી સારાં વર્તમાનપત્રો, નઠારા પતિઓ અને વઢકણી વહુઓનાં ભોપાળાં જગ જાહેર કરીને વલ્લભની કે વલ્લભાની સુલચુકો કેવી ઉઘાડી પાડી દુષ્ટ કંથો ને દુષ્ટ કર્કશાઓને ચિમકી ને ચાબખા લગાવે છે, તે તુંએ વાંચ ને તેને એ વાંચવા દે. જ્યારે ત્હારા ધણીજી ગેરહાજર હોય ત્યારે વ્યર્થ ગપાટા સપાટા મારવા કરતાં, અને કાપડીઆઓની દુકાનોમાં ડોકયાં કર્યા કરતાં, ગુપચુપ બેસીને, કામ નહીં હોય તો વર્તમાનપત્રની બારી વાટે ડોકયું કરજે, તેમાંથી તને એકકી નજરે આખી સુખી કે દુઃખી દુન્યા દેખાઇ આવશે. સ્થાનિક કે બહારનાં પેપરોથી તને સોહવાઇ જશે. અકસ્માતો અને માર્યાં ગએલાંની ટીપ ઉપર જરા નજર ફેરવી જજે. આર્ટીકલો માંહેલા બોધ હોય તેટલા પચવજે. જે જે પેરેગ્રાફ સુંદર અને બોધક માલમ પડે, તેના આગળ નિશાંની કરીને ત્હારા વ્હાલા ધણીજી ચાહ પીવા બેઠા હોય ત્યાં આગળ મુકી જજે. દીકરાજી! ત્હારા જી ભરૂં ધણીજી, મરૂં હાથમાં પેપર લે ત્યારે તમે જે કાઇ વાંચ્યું હોય તે ઉપર ટુંક ટુંક ટીકા ચલાવજો. તેવણુને વાંચવાની ફુરસદ ન હશે તો તું જે જે ખબરો આપશે તે સાંભળવાને સારૂ તેઓ પેપરને પડતું મુકશે. દીકરી! પેપર તો આજના વખતમાં પ્યાર ખેંચવાનું તંત્ર છે. પેપરની વાતો ઉપરથી ત્હારા મોહન તને તરેહવાર

પ્રશ્ન પુછશે; ત્યારે તું તેમનો જીવ બહેલાવીને ખુશ ગોફતેગોમાં જરૂર પડજે. વ્હાલાને વ્હાલમાં લેવાનો આ એક સંચો છે. વળી રમણીએ પેપરો વાંચવાથી મોટો લાભ એ થાય છે કે ટેબલ-ટૉક, મેજ-મજા, અને ટૉળ ટપ્પા ચલાવી જબાં ઉપાડવાને માટે પેપરની ખબરો પત્નિને ઘણી ઉપયોગી થઇ પડે છે.

દીકરી ! ધણીજી પ્યારાની સાથે વાતો કરતાં કરતાં "નહીંજી, એમ કંઇ બનેજ નહીંજી !"–"હું નહીં માનતી !" "નહીંજી, એમજ બનેજી !" એવી હઠની વાતો એ વ્હાલા ધણીનો મન ઉતારો થવાનું બીજું પગથિયું છે. "છેલ્લો બોલાયલો બોલ સ્ત્રીઓ પકડી બેસે છે," એમ સૌને માટે સિદ્ધ થએલી એબ કહેવાય છે, ને તે ઉપરથીજ ભર્તાને ચમક થઈ આવે છે, ટંટા ફેસાદ જાગે છે, અને નિવારપણા અપાય છે. માટે

"સૌથી હળી મળીને હેત રાખીએ જો !
કદી કડવા ન બોલીએ બોલ જો !
દુઃખ પર ઘેર નવ દાખીએ જો !
જેથી ટુટે પોતાનો તોલ જો !"

(ક૦ દ૦ ડા૦)

રાત હોય ને માજનું જોવા ત્હારો ધણી દિસ છે એમ બોલાવે તો તેમ બોલવામાં કાંઇ ગયું નહીં. "સૂર્ય તો પશ્ચિમથી ઉગે છે !" તો કહેવું કે, "આજે નહીં માન્યામાં આવે એવું કાંઇ નથી. બને, તેમ પણ બને ! ઘણા ફીલસુફો એમ કહેતા હશે !" આવી આદતથી કુસંપ કે ઉંચાં મોઢાં કદી થશેજ નહીં. ધણીનો છેલ્લો બોલ માથે ચઢાવ્યાથી, પતિનો પડયો બોલ ઉપાડી લીધાથી, તેનું હેત બહુ વધે છે. ધણી પુછે કે; "તને કાંઈ ભેટ જોઇએ છે ?" તો કહેવું કે; "મને તમારી ભેટ બેટ જોઇએ નહીં. મને તો તમારૂં હેત જોઇએ !" તમે કેવળજ સતી સ્ત્રી લેખેજ પવિત્ર રહીને ભરથારની સામા થશો ના; સામા થશો તો ઘર ભાંગીને ભુકો થશે. તમે કેવળ સતી રહી પરાઇ ભાંજગડમાં નામે પણ પુરાશો ના, નહીં તો કાંકણો સ્વામી અમસ્થો પણ વહેમાશે. **ક્લૉડિયસ**ના ગુન્હાની તપાસ ચલાવતી વેળાએ તેના ઉપરનો અપરાધ સાબીત કરવાના કામમાં **સીઝ**રની સ્ત્રી **પૉ**મ્પીઆનું **માત્ર નામ** એક શાક્ષીએ એકવાર લીધું, અને એટલાજ શક ઉપરથી સીઝરે પોતાની બાયડીને તલાક આપ્યા હતા ! તે બોલ્યો કે; "Caesar's wife must be above suspicion" અર્થાત; ફોજદારી ગુન્હામાં **સી**ઝરની બાયડીનું તો અમસ્થું નામ પણ ખરડાવું ન જોઇએ.

હે બેટી મ્હારી ! ત્હારા પ્રિતમને કરકસરથી તું જરૂર વશ રાખજે. ઘર ચલાવે તેને કરકસર બહુ મિઠી લાગે છે. ત્હારી કરકસરથી ત્હારૂં આખું સાસરિયું

અંદરખાનેથી કદાચ બડબડશે પણ ત્હારો ધણી, સસરો, ને સાસુ માંહેથી ખુશ ખુશ થશે ને બહારથી ધણી તો અમથો અમથો બોલશે કે, "કાંય ફાંફાં ને વેવળાં મરાવે છે!" દીકરી, કરકસર એ કાંઇ દરિદ્રતા નથી. ઘણું સંભાળથી વાપરવું એ કાંઇ મખ્ખીચુસપણું નથી. કસર કોસર એ કાંઇ કંજુસાઇ નથી. મિતવ્યય એ કાંઈ લાંછન નથી. Frugal એટલે કરકસરિયું, ને Miser એટલે કંજુસ એ બેમાં મોટો ફરક છે. હોય ને નહીં વાપરે એ દળિદ્રિ, અને ઓછું હોય ને ઘણું વાપરે એ ખચાળ કે ઉદાઉ કહેવાય. એક વહુ, પોતાનો ધણી જે કમાય છે તેમાંથી કેટલું બચાવવું તે સમજતી ન હોય, તેણી આખી જીંદગી સુધી ફરતી ચકલી કે ફરતી ઘંટી આગળજ પોતાનું નાક રાખી મુકે છે, અને એક કોડીને કામની નહીં એવી વહુ લેખે પીડાઇ પીડાઇને મરી જાય અને બીજાંને મારી જાય. લેડી ઍન બર્કલે પોતાની વહુ કૅથેરાઇન હાવર્ડના લખલુટ ખર્ચોને લીધે તેણીથી કંટાળી કંટાળીને એટલુંજ બોલીને મરી ગઇ હતી કે: "પ્રભુના કસમ લઇ કહું છું કે, આ મોજીલી છોડી મ્હારા દીકરા હેનરીને ભિખ મંગાવશે!" જે પાઇ ધણીની બચવા પામી તે ત્હારીજ છે, ને જે ત્હારા ધણીની પાઈ ખર્ચાઈ તે પણ ત્હારીજ. ધણી તો કહેશે કે;

"ગઝંદે તુ પયદા ગઝંદે મનસ્ત;
દિલે દર્દમંદે તુ બંદે મનસ્ત."

મ્હારૂં નુકશાન તે પૂરેપૂરૂં ત્હારૂંજ નુકશાન છે, ને મ્હારૂં દુઃખ તે પણ પૂરેપૂરૂં ત્હારૂંજ દુઃખ છે. પીરની ગત મુજાવર જાણે, ને મુજાવરની ગત પીર જાણે. મોટું બજાર લાવનારો, પહોળી રાંધણી રખાવનારો ધણી જુઠું વીલ કરી જાય છે.

Many estates are spent in the getting,
Since women for tea forsook spinning and knitting,
And men for punch forsook hewing and splitting.

જો દીકરી! ત્હારો વરજી થતો પસાવાળો છે તો ત્હારે પણ, મેળવવાનો તેમજ ખર્ચવાનો વિચાર રાખવો જોઇએ. ઈન્દિસો સ્પેનને માતબર નહીં કરી શક્યા, કેમકે ત્યાં આવક કરતાં જાવક ઘણી થઈ. માટે તમારી જે કાંઈ ખર્ચાળુ મૂર્ખાઈઓ હોય તે ત્યજી દેજો હું દીકરી; તેથી તને મુશકેલ વખતની કે મોંઘવારીની ફરિયાદો વિષે, આકળા કરો વિષે, અને સવાર પડી કે "લાવ–લાવ" ના સંતાપો વિષે ત્હારા પ્રાણપતિને હાયબાય કરવી પડશે નહીં. ત્હારા હાથ ધરતાને ખર્ચના ખાડામાં તું તાણતી થઇશ તો જરૂર તે માથે હાથ દઇને "હાય, માઇ એપ્રીલ મૉર્ન! હાય મ્હારો લગ્નનો દિવસ! કે જે દહાડે મને મૂર્ખા

બનાવવામ આવ્યો હતો !" એવી હાય મારશે. જેમ ૧ લી એપ્રીલે લોકો કોઇ કોઇને મૂર્ખા બનાવે છે, તેમ લગ્નની સવારે લોકો વરરાજાને મૂર્ખા બનાવે છે. કહેવત છે કે, What maintains one vice would bring up two children. તું કદાચ ઘડીભર એવું વમાસશે, કે "એક **જરા** ચાહ કોફીનું કપ લીધાથી, કોઇ કોઇવાર **જરા** છુટે હાથે ખરચ કીધાથી, એક **જરા** સ્વાદિષ્ટ પકવાનો ખાધાથી, કોઇ કોઇવાર એક **જરા** ઉંચાં કપડાં ખરીદવાથી, એક **જરા** વાર તહેવારે જીયાફત કે મેજબાંની ઉડાવ્યાથી, **જરા** સીનેમામાં ગયાથી કે **જરા** કોઇ કોઇવાર વાર તહેવારે નાટકમાં જવાથી કે આઇશક્રીમ ખાધાથી કાંઇ ધણીને દેવાળું નિકળવાનું નથી; તેને શું ? જરા મળે નહીં ને મોજ તો કરી લઇએ !" પરંતુ આમ જરા-જરા કર્યાથી, જરા ચાલ જરા ચાલ કર્યાથી, જરા લાગુ પડીને મોટા ખોહ પડે છે. Many a little makes a wickle. દીકરી ત્હારે સાસરેના નાના ખર્ચોથીજ તું ચોંકેલી રહેજે. વહાણમાં એક ન્હાનું ગાબડું પડયું હોય તેજ આખાં વાહણને ડુબાડે છે એ ખુબ યાદ રાખજે. જે વહુ સ્વાદિષ્ટ, રૂચિકર, મનને ભાવતું મિષ્ટ સ્વાદ લઇ લઇને ચાટે છે, તે પોતાનાં સાસરાંને વહેલું ભિખ માગતું કરી મેળે છે. મૂર્ખાઓ મેજબાંની તૈયાર કરે છે, ને તેનો સ્વાદ તો ડાહ્યાંઓ ચાખે છે.

જીભ્યાં જીને વશ કરી, તીને વશ કિયા જેહાન;<br>
નહીં તો અવગુન ઉપજે, કહે સબ સંત સુજાન.

એમાં બેવડો અર્થ છે. જેણે જીભનો સ્વાદ અને ઘણું લવલવ ટવટવ કરવું, એ બન્નેને તાબે કીધાં, તે સારી પૃથ્વીને વશ કરી શકે છે, અને જીભ માગે તેવું બસ ખા-ખા કર્યા કીધું, તે જીભનો ગુલામ થાય છે. તેને સંતાપ થયાજ કરવાનો, એવું ડાહ્યા ચતુર લોકનું કહેલું છે. દીકરી ! સવાયામાં હાથી મળતો હોય તે ત્હારે સાસરે આંગણે બાંધતી રખે. સુંદર ફરનીચર અને આંખે ઉડી વળગે એવાં રમકડાં તથા હાંડી આરસી ખરીદી લાવીને તું તેને Goods કહેતાં, માલમતા કરીને કહે છે, પરંતુ યાદ રાખજે દીકરી, કે તેજ ત્હારી Evils કહેતાં ખડાખાસ્તા કરનારી ખતા છે. તને લાગશે કે આ માલની અસલ કિંમત કરતાં બહુજ ચીપરમાં ઘણોજ સસતો માલ ખરીદી કરવાને હું ભાગ્યશાળી

પરંતુ યાદ રાખજે, મ્હારી ડાહી દીકરી, કે તેજ સસતો માલ વગર જરૂરે ને વગર ઉપયોગનો તેં ખરીદ કર્યો તે એટલો તો મોંઘો પડશે, કે તે લાવી નાખવા માટે પાછળથી તુંજ પોતાને અભાગણિ કહેશે. કેમકે જે સસતી કિંમતે તુ લાવી હશે તેના કરતાં પણ બહુ ઓછી કિંમતે, પાણીને મૂળે, તને તે વેચી કાઢવાનો નબળો વખત પણ આવશે. સુરતમાં જ્યારે મુસલમીન ભાઇઓની મીલકતો

પારસીઓએ સસતી કિંમતે દમ બાંધીને ખરીદવા માંડી, ત્યારે મુસલમીનોએ નવાબ સાહેબની આગળ બળાપો કીધો કે; "સાલે સબ કૌવે લોક દીનદાર લોગોંકી મીલકત ખરીદ કરતે જાતે હય, દેખો સાબ, કયા ગજબ હુવા!" ત્યારે નવાબે કહ્યું; "દીનદારો! અલ્લાતાલાકી શુકર ગુજારી કરો, કે તુમારી મીલક બીક જાતી હય, વો લેનેવાલા કોઇ ખરીદદારભી પર મીલતા હય, વ લેકીન વો કુફ્ર લોકકી મીલક બેચનેકા જબ બૂરા વક્ત આવેગા, તબ ખરીદ કરનેવાલાભી કોઇ નહીં મીલેંગે!" માટે હે બેટી, તને હાજત નથી, જરૂર નથી, તોપણ સસતી છે તેથીજ કોઇ વસ્તુ તું ખરીદ કરશે તો પછી તને ખાસ હાજત ને ખાસ જરૂરની વસ્તુ પણ ખરી હાજતની વખતે વેચી નાખવી પડશે.

કહેવત છે કે, બાપવખી દીકરી કદી પીએ નહીં ઝેર. હે દીકરી! હું તને જે જે શિખામણો દઉં છું તેને, તું બાપવખી દીકરી, બાપનું કહ્યું ખરૂંજ માનીને વર્તજે. તેમાંજ ઉંડો ભેદભરમ સમાયલો છે. માબાપે કહ્યું તે ખુદાએ કહ્યું એમજ સમજવું. પેલી બાપવખી બૅસી દીકરીની વાત કહું તે સાંભળ. બૅસી એ બથ્નલ ગ્રીનના એક ભિખારી બાપની બેટી હતી, છતાં તેણી બહુ રૂપાળી હોવાથી તેણીના ઉપર ચાર ચાર ઉમેદવારો આશક પડયા હતા, અને તેણીનો હાથ જ્યાં સુધી નહીં મળ્યો ત્યાં સુધી **"દુન્યાના ચાર દુઃખ્યારા"** કહેવાતા હતા! તેઓમાં એક નાઇટ હતો, એક શ્રીમંતનો દીકરો હતો, એક તો લંડનનો શાહ સોદાગર હતો, અને એક રોમફર્ડના વિસીવાળાનો છોકરો હતો. સર્વ ઉમેદવારોને બૅસી બેટી કહે કહે ને એમજ કહે કે; "બૅથ્નલ ગ્રીનના આંધળા ભિક્ષુક, મ્હારા માનવંત પિતાજીની ખુશી મંજુરી લાવો તો હું પાણિગ્રહણ કરૂં!" આ માંગણી થતાં ત્રણ ઉમરાવ બેટાઓનું તો પાણીજ ઉતરી જતું. તેઓ ફગાઇ ફુગાઇને નિરાશ રહેતા. પરંતુ એક ઉમેદવાર જે નાઇટ હતો, તેને પોતાના પ્યારની આગળ આ માંગણી નાનમ લગાડનારી વટીક જણાઈ નહીં. તે આંધળા ભિખારી આગળ જ્યારે પરવાનગી લેવા ગયો, ત્યારે સર્વની અજાયબી વચ્ચે તેણે પોતાની દીકરીની રીતમાં ૪૫૦૦૦ રૂપીઆ જેટલી રકમ કાઢી આપી, અને લગ્ન વખતે પહેરવાને માટે રૂ. ૧૫૦૦ નો તો ગાઉન અપાવ્યો! જ્યારે લગ્નનું ખાણું થયું ત્યારે એ આંધળા ભિક્ષુકે સલામતી લેવાડતાં જાહેર કીધું કે; "હું તો સર સાઇ-મૉન ડી મૉંટફર્ટનો બેટો અને વારસ થાઉં છું! ઇવશેમની લડાઇમાં સઘળા બરનોનો નાશ કરવામાં આવ્યો અને મૉંટફર્ટ પણ મરાયો, અને મને પોતાને પણ મુએલા સિપાહ તરીકે લેખી રણસંગ્રામમાં છોડી દેવામાં આવ્યો. એક બૅરનની છોડીએ મને ઓળખી કાઢયો, સંભાળથી મ્હારી સારવાર કીધી, અને તેણી મ્હારી જોડે પરણી. અમારાં તે લગ્નનું ફળ, તે આ મ્હારી વ્હાલી ખુબ-

સુરત સુંદરી **ઍસી** છે! હું હેનરી ડી **મૉટફર્ટ** છું, પરંતુ રાજા હેનરીના જાસુસોના પંજામાંથી છટકી જવા સારૂ મેં આંધળા ભિખારીનો વેષ લીધો હતો, મગર ઉમદા ઝાડનું ઉમદા ફળ પોતાનો મિઠાશ બતાવ્યા વિના રહેતું નથી. આ મ્હારી બાપવખી ડાહી દીકરી જેને હાથ જાય છે તેને ત્યાં પોતાનો મિઠાશ જરૂર ચખાડશે!"

હે મારી બાપવખી ડાહી દીકરી! તું પણ જે ઘરે ગઇ છે ત્યાં ત્હારો ઉમરાવી મિઠાશ ચખાડજે. ત્હારા બુઢા અનુભવી બાપનીજ શિખામણ પ્રમાણે સાસરૂં શોભાવજે. **ફીરદોશી** શાયરની નસિયત યાદ રાખજે કે,

> હરાં કસ કે યક રૂઝ જાયદ બ પીશ;
> ખેરદમંદી ઉરા બુવદ નીઝ બીશ.

ત્હારા કરતાં ઉમરમાં એક દિવસ પણ વડું હોય તે ત્હારા કરતાં વધારે અનુભવી ને ડાહ્યું છે, એમ સમજી તેની શિખામણ માની તેને માન આપવું. જા દીકરી પાછી સાસરે, પાછી આવીશ ત્યારે બીજું કહીશ.



## શિક્ષણ ૫ મું.

" We judge ourselves by the deeds which we dream we are capable of doing, but the world judges us only by the deeds we have already done."

**મ્હારી વ્હાલી દીકરી!**

સાસરાંમાં હાંસી મશકેરી ઘણી કરવી એ કજ્યાનું મૂળ છે, માટે તું સાસરિયાંમાં ઠઠ્ઠા મશકેરી ને હાંસી કે મજાક બીલકુલ કરીશ મા. રમુજનો રંગરસ સાસુ નણંદ લુટે તો લુટવા દેજે, પરંતુ ત્હારાથી હાસ્યક્રીડા થઇ શકશે નહીં; જરાકમાં સૌને ચટકો લાગી જશે. જયારે સાસરાંમાં પરસ્પર હાસ્ય વિનોદ ચાલતો હોય ત્યારે તેમનાં પરિહાસને લીધે તું મુગી મુગી આનંદનો ઉલ્લાસ લેજે, પરંતુ વિનોદમાં તું જો કાંઇ હસવાનું કરવા ગઈ, તો ખરૂંજ માની લઇને પોતાના કપટી દિલમાં હાથ પકડીને તેઓ દાવ લેવાને ચૂકશે નહીં. હસમુખો સ્વભાવ સારો પણ હસમુખી હાંસી માઠી. રોગનું મૂળ ખાંસી, ને કજ્યાનું મૂળ હાંસી. જેનું આપણે સારૂં કર્યું, જેના ઉપર આપણે વિશ્વાસ રાખ્યો, જેની સાથે આપણે મિત્રબુદ્ધિએ ચાલ્યાં તેનાંથી જો આપણી ચેષ્ટા થાય, તેનાથી જો આપણો અપકાર કે અપમાન થાય, તો તે સહેવાતો નથી. તેની ક્ષમા થતી નથી. તેના ચાળા પાડવાથી અને તેના અપકારથી આપણને જે

દુ:ખ થાય છે, તેનો સંતોષ પણ સામાવાળાંની તેવીજ ચેષ્ટા કરવાથી થતો નથી. આ ઠઠ્ઠા તો Dirth in the mirth જેવી થઇ પડે છે. નિમકહરામ વહુ કે નાફરમાન પુત્રી ઘરડાં વડાંની ઠઠ્ઠા ઉડાવે છે, ત્યારે તે એક લાકડાંના થાંભલામાં પેસાડેલા લોઢાંના ખીલાના જેવી લાગે છે. એ ખીલા ઉપર પહેલો અને બીજો ઘા માર્યા પછી તુર્તજ જો તેને પાછો કાઢી લેવો હોય તો થોડી મહેનતે પાછો નિકળી શકે, પરંતુ એકવાર માથેમાથ સજડ બેસાડયા પછી પાછો કાઢવો હોય, તો સાણસીની પકડમાં લેતાંએ નિકળતો નથી, અને તે લાકડું ભાગ્યા શિવાય પાછો નિકળે નહીં. તેમજ નવી વહુ સાસરે આવતી વખ્તે શરમાળ છેડો વાળીને આવ્યા પછી ઉપકારનો બદલો જ્યારે અપકારમાં વાળી ડોસાં ડોસીની મજાક ઉડાવે છે, ત્યારે અંત્તરમાં દુ:ખનો જે છેક ઉંડો ઘા પેસી જાય છે, તે કદ્હિએ નિકળતો નથી.

પોપટ બોલવા શિખે ત્યારે બંદીખાનેજ પડે. ઘણી લવલવ ટવટવ કરીને જેની તેની મશકેરી ને ઠઠ્ઠા ઉડાવ્યાથી સૌને કહેર ચઢે છે. કહેવત છે કે, A jest driven too far brings home hate. મ્હારી શાણી બેટી ! દુ:ખી સગાં વ્હાલાંનું દુ:ખ ટાળવા જેટલું ત્હારાથી નહીં બની શકતું હોય તો ખેર, પરંતુ ઘરડાં ખોખાંની મજાક કરીને દુ:ખ ના દેતી. ઠઠ્ઠા કરીને દુ:ખીને દુ:ખ મા દઇશ. પડયા ઉપર પાટું નહીં મારીશ તો તે પણ ગનીમત છે. અંગ્રેજ લોકના ઘરની જેટલી કિંમત છે એટલી આખાં રાજ્યની કિંમત નથી. તેઓ પોતાના ઘરને 'અંગ્રેજનો કિલ્લો" કહે છે. આગલા વખતમાં ત્યાં એવો ધારો હતો, કે અંગ્રેજ માટી બયર જે ઘરમાં રહેતાં હોય તે ઘરમાં ગમે એવા જોરાવરથી પણ પેસીને તેમની આબ્રૂ લેઈ શકાતી નો'તી; ત્યાં સૂધી કે પોતાનાં બારણાં આગળથી પસાર થતા ગમે એવા કરૂપ ભિક્ષુકની પણ મજાક તેમનાથી કરી શકાતી નો'તી. જેથી તેમની આબ્રૂ પણ સ્વચ્છ રહેતી. એક અંગ્રેજ બચ્ચો પોતાના ઘરમાં ભરાઇને બારણાં બંધ કરીને અંદર બેસી રહે, તો કોઈ પણ બેલીફની તાકાત નહીં હતી, કે તેના બારણાં ભાંજીને અંદર દાખલ થાય; કિંવા તેની માલ મિલકત તો શું, પણ તેની આબ્રૂ પણ લેઇ શકાતી નો'તી. માટે હે દીકરી ! ત્હારે પણ સાસરા ઘરમાં ઘોડો ફેરવવો નહીં. બૈરાં માટીડા-માંથી મર્યાદા જતી રહેતી હોવાથીજ ચિચકળીઓ ચાળા ચેષ્ટા કરવા શિખી છે.

સદા હૃદય મન રાખવું, સાગર સમ ગંભીર;
આવી મળશે બહુ નહી, સહેજે સમજે વીર.

કોઈના પ્રેમના પાત્ર આપણે થઈએ તેના કરતાં કોઇને પણ આપણી પ્રીતિના પાત્ર બનાવવાં. બીજાંને ચ્હાવું એજ વધારે સારૂં છે. ભય કરતાં પ્રીતિ ઘણું

બજાવી શકે છે. પ્રેમમાં અગાધ શકિત રહેલી છે. સાસરિયાં જેટલાં પ્રેમથી વશ થાય છે એટલાં જયથી વશ થતાં નથી. ખુદાતાલા પણ બંદગીથી, પ્રેમથી, પ્યારથી, ને ભકિતથી પ્રસન્ન થાય છે; હઠ યોગ વગેરે કડક ઉપાયોથી તે જેટલો વશ થતો નથી એટલો પ્રેમથી વશ થાય છે. પ્રેમથી સાસરૂંજ નહીં પણ જગત જીતાય છે. આપણાં અંગીઓનો પ્રકાશ તારાની રોશનીના જેવો છે. તારાની રોશની જેમ અંધારામાં માલમ પડી આવે છે તેમ, ત્હારા વરજીની કે ત્હારાં નવાં સગાં થએલાંઓની રોશની દુઃખના અંધકાર વખ્તેજ કામ લાગવાની છે. જે સગાં સંબંધીને તેં પજવીને છેડયાં હશે તે સ્વાર્થે થકીજ ત્હારાં થઇને રહ્યાં હશે, પરંતુ આપત્તિ કાળે તેઓ અળગાં રહી જશે. માત્ર પ્રેમ અને દિલસોઝીથીજ તેમનું હેત ત્હારા પ્રત્યે રહેશે. ખરાં અંગી થયાં હશે તેજ ત્હારા પડતા વખ્તમાં આગળ આવી ઉભાં રહેશે. સ્વાર્થ વગરની પ્રીતિજ હમેશાં ટકે છે. Love without end has no end. સોનું ગમે એવું કિંમતી છે, પણ તોલાય છે ત્યારે તો ન્હાની સરખી ચણોટીથીજ. માટે તું હઠ અને ગરમ મિજાજ ત્યજીને ન્હાનાં મોટાં સૌ સાથે ગંભીરતાથી વર્તજે, ઠાઠાઠીઠી કરવામાં માલ નથી. તું નહીં ભુલે ત્હારે માથેનો ઘા, ને તે નહીં ભુલે તેની છાતીનો દાહ. તફનું અપ-કુરત ! ઓ ગરમ મીજાજનાં જાહેલ, તું નાબુદ થજે !

બહે તેકો બહે જાને દે, મત પકડાવો ઢોર;<br>
સમજાયા સમજે નહીં, દે ધકકા દો ઓર.

જે કોઇ હઠીલું થઇને ગમે એટલું સમજાવવા છતાં આડે રસ્તે છેડછાડ કર્યાજ કરે, તેનો મીજાજ ફેરવવાની તજવીજ કરવી ફોકટ છે. જેમ જેમ એવાં હઠીલાંને સમજાવ સમજાવ કર્યા કરીએ તેમ તેમ તે વધારે આડાં ફાટીને ચિડવશે, માટે તેને તેવા ખોટા માર્ગે જાય તો જવા દેવા. વનમાં પણ પશુનું માંસ ભક્ષ કરનારા સિંહો ભુખ્યા થયા છતાં કદિએ ઘાસ ખાતા નથી. તેમજ કુળવાન સ્ત્રી ગમે એવી સ્થિતિમાં આવે તોએ તે પોતાની ટેક છોડતી નથી. માટે પીજીયે પેજ પણ રાખ્યે ટેક. દીકરી તેં ઉત્તમ જન્મ મેળવીને, રૂપાળું અંગ ધારણ કરીને, પોતાનું ભલું ભુંડું જાણ્યુંજ નહીં, તો તુંજ ત્હારો નાશ કરનારી બનશે. દરેક માણુસ કાંઇ ડહાપણુનો દરિયો હોતું નથી. Every man hath a fool in his sleeve. છતાં ત્હારે ઉંધે હાથે ઓવારણાં કાં લેવાં? તેં કેથે ઉભી નદીએ પુલ દીઠો છે વારૂં ? જે કુળવાન છે તે પણ ખળની પેઠે પારકાંના દોષ કહે તેવાં સમર્થ છે; મજાક ઉડાવવાનું પણ તેનામાં બળ છે, છતાં તે ગંભીર રહે છે. કાગડા જેવી મજબુત ચાંચવાળો છતાં પણ પોપટ શું હાડકાં ફોડવા બેસશે ? નહીંજ. તેમ બીજી ચિચકલી ચેત્રનો ઠઠ્ઠા મશકેરી ઉડાવતી હોય તો ત્હારે પણ શું તેમાં

ભાગ લેવોજ જોઇએ? નહીંજ. ગાયો નાક વડે જુએ છે, પંડિતો શાસ્ત્રોથી જુએ છે, રાજાઓ ચારથી દેખે છે, ને લોક તો પોતાની આંખેજ દેખે છે. તું ગંભીર ને કુળવાન છે કે, કેમ, તે લોક તો વહેલાં દેખે છે. થુવર વાડમાં જઇ પડે જો ગુલાબ; ઘટી શું જશે તેહનો નેક તાબ? સંપથી રહેવું હોય તો સાસરે ચેષ્ટા ના જોઇએ. સંપથી રહેવું હોય તો સાસરાંમાં વેર ના વધાર્યે. સંપ ત્યાં જંપ ને વેર ત્યાં ઝેર. સાસરાંમાં હસ્યાંનું ખસ્યું વહેલું થઈ પડે, ને પછી કજીઓ જાગે તો કુટુંબની પાયમાલી થાય. કજીઓ ઘરમાં યમરાજાને તેડી લાવે છે, એ ખુબ યાદ રાખજે દીકરી. ફાટેલાંમાં સૌ કોઇ પગ ઘાલે છે, ને કજીઓ થયો ત્યાં જુવાન મોત આવીને પોતાનો પગ ઘાલે છે. પછી તમે ઇશ્વર પાસે માંગશો શું, ને ઇશ્વર આપશે શું ને શું. એલેકઝાંડરની આગળ પારમેનિયોએ ઇનામ મળવા માગણી કરી ત્યારે એલેકઝાંડરે કહ્યું હતું કે, "પારમેનિયાએ શું મેળવવું તેનો હું વિચાર કરતો નથી, પરંતુ એલેકઝાંદરે શું આપવું તેનો એલેકઝાંદર તો વિચાર કરે છે!" દીકરી! તમે શું મળવું જોઈએ તેનો વિચાર કરો છો, પરંતુ તમને શું આપવું જોઈએ તેનોજ ખુદાતાલા તો વિચાર કરે છે. તમે ઇનામ, બક્ષેશ, ગેબી મદદ, અને ઇશ્વરની મહેરબાની માગો છો કે;

ઝે લુત્ફો કરમ ખાનેઅમ બા અયાલ;
ઝે હર ચીઝ આબાદ દારી ઓ માલ.

હે ખુદા! ત્હારી મહેરબાની ભરેલી દયા, ને ત્હારી ગેબી બક્ષેશથી હવે અમારાં કુટુંબ કબીલાને તથા માલ મિલકતને તું સર્વદા આબાદ રાખ! એવી રીતે ઇશ્વરની મહેરબાનીની માગણી કરતી હશે ત્યારે તમ કજીઆખોરોને શું સજા કરવી, તમને કેમ જેર કરવાં, તેનાજ વિચારમાં તે સાહેબ તો હશે. માટે કજીઓ કરતી ના દીકરી. કવિ બુલાખીરામ કહે છે કે;

સજો સર્વથી સંપ, ભાંડું ભાવથી સહુ ગણી;
જીવમાં ઇચ્છો જંપ, કાળું મુખ કંકાસનું.
કરે જેહ જન કલેશ, લેશ નહિ સુખ તે લહે;
હરકત સહે હમેશ, કાળું મુખ કંકાસનું.
કજીઆના કરનાર, કાં નર કે કાં નાર કો;
પામે કદી ન પાર, કાળું મુખ કંકાસનું.
કંકાસે કરી કાય, સુકાઇ જાય સમુળગી;
સ્થિરતા વળી ન થાય, કાળું મુખ કંકાસનું.

દીકરી! એમ કરતાં હસ્યાનું ખસ્યું થઇ જાય તોપણ સાસરાંના ઉંબરમાંથી પગ બહાર કાઢીશ નહીં. દહાડે વારે સૌ સમાધાન થઇ જશે, પણ પગ ગોપેલો

રાખવો. વખત બધું વિસરાવશે. આગલા વખતમાં છુટા છેડાના લખતમાં એક એવી કલમ નાખવાનો રિવાજ પડયો હતો, કે " છેડા છુટકાનું આ લખત થવા પછી પાંચ મિનિટ સુધી ધણી ધણિયાણી સાથે રહે, તો એ લખત રદ થશે !" અથાત, આગલા વખતમાં જો છેડા છુટાનું લખત થઇ ગયા પછી ધણીધણિયાણી માત્ર પાંચજ મિનિટ સાથે રહેતાં, તો તે લખત રદબાતલ ગણાતું હતું; જેથી આવી કલમ નાખવામાં આવતી હતી. એટલે વખત બધા અંતર, ને સર્વનાં ઉંચાં મનને ભુલાવી દે છે. વખત ભારેમાં ભારે શત્રુવટને સમાવી દબાવી દે છે, માટે ઉતાવળી પડતી ના. ઈંગ્લંડના રાજા હેનરી બીજાની બાયડી એલીનોરના કારભારીએ તેણીની પાક દામાન વિષે નિંદા ફેલાવી, અને પુરવાર કરવાની ચેલેંજ પણ કરી હતી, પણ રાણીએ ગુસ્સે થઇને મહેલમાંથી પગલું બહાર કાઢયું નહીં, અને અંતે તેણીનું સત સાચવવા સારૂ ફરેસ્તાએ આવીને એક બાળકના રૂપમાં તેણીનું નિર્દોષપણું પુરવાર કરી કારભારીનું મોઢું કાળું કર્યું હતું. આવાં તરકત વખતે પોતાના ધણીની આગળ ખરો ખુલાસો કરી દેવો દીકરી !

" જે દુઃખ દુઃખી–મન ચોરી રાખે, સન્મિત્રની પાસ કદી ન ભાખે,
થાશે વ્યથાનો ઉલટો વધારો, ધારો સદા સૌ જનસ્નેહી સારો."

પોતાનાં અંગીની આગળ દુઃખ કેવું છુપાવવું દીકરી ! જેની સાથે આપણું મન મળ્યું હોય તેની આગળ તો દુઃખ રડી દેવું, નહીં તો ઉલટો વધારે અકળાટ થાય દીકરી. મનકી મનમાં રાખ્યાથી આંતરડાં ઉકળી આવે ને પેટમાં ચુંઠાયા કરે. સુખ દુઃખના ઉભરા આપણાં અંગીની આગળ તો ખાલીજ કર્યે દીકરી. તેમ કરવાથી ભરાઇ આવેલી છાતી ખુલ્લી ને મોકળી થઈ જાય. ભરાઇ આવેલો ડીબો ઝટ ખાલી કર્યે, જેથી ગુંચવાઈ ગભરાઇ ગએલું મગજ ખુલ્લું ને નિર્મળ થઇ જાય. સંગી અંગી આગળ ડરી જઇને, દિલમાં દાઘ ધરીને, કપટ ભાવથી મનકી મનમાં ધરીને દુઃખો છુપાવવાથી અંતઃકરણ ઘણું અકળાય છે. ત્હારી દેરાણી જેઠાણી થઇને, ત્હારાં સાસુ સસરાં ત્હારાં અંગી કહેવડાવીને ત્હારાં શત્રુ થશે, કાનાશોરી કરશે; ને ત્હારી ઉપર જુઠાં જુઠાં જોડી કાઢશે તો દુન્યાંની નજરમાં તેઓજ હલકાં પડશે. બીજાં લોકો તેમનાથી ચેતીને ચાલશે, ને તેઓ પોતાની કરણી પ્રમાણેજ ફળ ભોગવશે. બ્રેમન્ટના કાઉંટ સીઝફ્રાઈડ પોતાની બાયડીની પાક દામાન ઉપર શંકા લઇ જઇને આર્ડેનેસના જંગલમાં કાઢી મેલી, કે ત્યાં તે સબડી સબડીને મરી જાય. પરંતુ "રાખવું ખુદાનું છે તો મ્હારાં પતિવૃતની પુરવારી સારૂ પ્રભુ મને બચાવશે !" આ વચન જેવાં તેણીએ કાઢયાં, કે તૂર્ત તેણીએ એક બેટાનો જન્મ આપ્યો. વળી તે બોલી, કે

"હસ્યાનું ખસ્યું થઇ તો ગયું! પણ આ જંગલમાં હવે તેજ પ્રભુ એક જીવને બદલે બે જીવનું રક્ષણ પણ કરશે!" આ તેણીનાં દ્રઢ યકીન પ્રમાણે કહે છે, કે એક સફેદ કબુતરે પેલાં બાળકને પોતાનાંજ બચ્ચાં લેખે ઉધાર્યું! વખત જતાં સીઝફ્રાઇડેની શુદ્ધ ઠેકાણે આવી, તેણે પોતાની ભુલ જોઇ, કાન ભંભેરણી માટે ખાત્રી કરી, ભોળપણમાં હસવાનું કરવા જતાં સ્રી ઉપરથી થએલા મન ઉતારા માટે તે પસ્તાયો, અને જંગલમાં ઢુંડી, બાયડી છોકરાંને શોધી લાવી, માફી ચાહીને પાછો પોતાનો ઘર સંસાર ચલાવ્યો.

અગર મર્હે દર્વીશ કુન્દાવરી; નઝીબદ ન ઝીબંદએ મેહતરી.

જેમ કોઈ ગરીબ સંસારીને પણ કંકાસ કરવો ને કજીઓ જગાડવો ઘટિત નથી, તેજ પ્રમાણે જે વડાં માણસો હોય તેમણે પણ કજીઆ કંકાસ ઘરમાં ઘાલવા જોઇતા નથી.

રવાંનત ખેરદ બાદો દસ્તુર શર્મ; સુખન ગુફ્તનત ચર્બો આવાઝ નર્મ.

બેટી! આજે સાસરે પાછી જવાને ઘણું મોડું થયું છે, વહેલી જા; ડહાપણ ત્હારો આત્મા થજો, અને સાસરિયામાં વિવેક ને મલાજો ત્હારો સલાહકાર થજો! તું ઠઠ્ઠા મશકેરી કરનારી લેખે નહીં લેખાતાં, મિઠી જુબાનથી બોલનારી બનજો, ને કંકાસ કુસંપને ઓવારી નાખનારી થજો! આમીન!



## શિક્ષણ ૬ ઠું.



"When a young woman behaves to her parents in a manner particularly tender and respectful, I mean from principle as well as nature, there is nothing good and gentle that may not be expected from her in whatever condition she is placed."

*Fordyce.*

### મ્હારી ડાહી દીકરી!

સાસરાં ઘરમાં તું ખરેખર સમાવા ઇચ્છતી હોય, તો દીઠું કામ તું પોતેજ ઉપાડી લેજે. કામ વ્હાલું છે, નામ વ્હાલું નથી. કોઇને ભરોસે નહીં રહેતાં, જે કામ જણાયું તે એકલું ત્હારૂંજ છે એમ સમજીને તે ઉપાડી લેજે. ઘરકામ અધુરૂં રહેશે, તો બધાં સાસુને કહીને વહુનેજ સંભળાવશે. દીકરી! ત્હારા મનમાં એવું પણ આવશે, કે વાસણ તો નણંદ માજશે, ગુછનાછ તો

દેરાણી કરશે, ને કચરો પુંજો તો જેઠાણી કાઢશે. પરંતુ જે બધાંનું કામ તે કોઇનું કામ હોતું નથી. હું તને એનો એક દાખલો આપું છું. ભોજ રાજાએ એક તહેવારને દહાડે પોતાની દરબારના પંડિતોને હુકમ કીધો, કે સામેના કુવા આગળની ઓવારી ખાલી છે, તેમાં દરેક પંડિતે અકેક ઘડો દુધનો ભરીને રાતની વખતે ઓવારીમાં નાખી જવું, કે ઓવારી સવારે દુધથી ભરાઈ રહેશે. પંડિતો માંહેલા મુખી પંડિત વરરૂચીએ વમાસ્યું, કે પાંચસેં પંડિતો પડેલા છે, તેમના પાંચસે ઘડા દુધના આવશે તેમાં હું એક પાણીનો ઘડો લાવીને રેડીશ તો તે દુધમાં દુધ થઈ જશે, કોણ જોવા આવવાનું છે! પરંતુ બધાજ પંડિતો ચતુર હતા, એટલે બધાનાંજ દિલમાં એવોજ વિચાર આવ્યો, કે આપણો એક ઘડો પાણીનો બધાં દુધમાં માલમ પડવાનો નથી. આ રીતે બધા પાનસે પંડિતોએ પાણીનોજ ઘડો ઓવારીમાં રેડયો. સવારના પહોરમાં રાજાએ ઓવારી જોઇ તો તેમાં દુધનો તો એક છાંટો પણ નહીં જણાયો, બધુંજ પાણી ભરેલું દીઠું. દરબારમાં આ વાતનો ખુલાસો માગ્યો ત્યારે બધા પંડિતો બોલી ઉઠયા; "મહારાજ! હજારો વિદ્વાનોની બુદ્ધિ તો એકની એકજ." તેમ હે દીકરી! તું ત્હારૂં કામ શુદ્ધ બુદ્ધિથી બજાવતી રહેજે. કામ કરવામાં જરાએ આળસ કરતી ના. સાસરા ઘરમાં તો કાછડો મારીને કામ કરે તેજ વહુ વ્હાલી લાગે. આળસુ વહુ બેવડાં દુઃખ કરે છે. આળસુ પડી રહેનારી વહુ સાસરાંમાં અવર આણે છે. કહ્યું છે કે,—

सुखं दुःखान्तमालस्यं दुःख दाक्ष्यं सुखोदयं ।
भूतिस्त्वेवं श्रिया सार्द्धं दक्षे वसति नालसे ॥

દુઃખને અંતે સુખ ઉપસ્થિત થાય છે. આળસ એજ દુઃખનું મુખ્ય કારણ છે. કામ કરવામાં ઉમંગ ને દક્ષતા રાખવાથીજ સુખની ઉત્પત્તિ થાય છે. સારા શુકન અને લક્ષ્મી, કામ કરનારાં માણસનેજ મદદ કરે છે, આળસુ પડી રહેનારને ત્યાં અવર આવે છે.

મ્હારી વ્હાલી દીકરી! પટિયાં પાડવામાં ને ચહેરો ખુબસુરત બનાવવામાં કુદ્રતની સામે થઇ શોભન શાભનમાં ત્હારો વખત ગુમાવતી ના. સાસુને સાસરાં વાસરાંની ફીકર, ત્યારે વહુને પટિયાં પાડવાની ફીકર! દીકરી! જો તને ખુદાએ બલુ આંખ્યો આપી છે તો ત્હારે શિથિલ થઇને છેક લેવાઇ જવાની જરૂર નથી. જો કાળી આંખો સરજી છે તો ટગર ટગર ત્હારે ટગમગ જોયા કરવાની જરૂર નથી. જો ત્હારા પગો કાંવળા ને નાજુકડા સરજ્યા છે તો ત્હારે ટુંકા પેટીકોટ પહેરવાનું કાંઇ કારણ નથી. જો તને એ વીશે મનમાં સનસન થયા કરતું હોય, તો લાંબા પેટીકોટ પહેરવાથી પણ કાંઇ નુકશાન થવાનું નથી. દીકરી! જો ત્હારા

દાંત સારા સરજાયલા છે, તો તે દાડમની કળિ જેવા સુંદર દાંતો બીજાંને દેખાડવા સારૂ ત્હારે ઘડી ઘડી હસ્યા કરવાની જરૂર નથી. જે બાઇ જરા જરામાં દાંત કાઢયા કરે છે, તેની ટચાકી પોતાના દાંતો દેખાડયા કરવાની હોય છે. પણ દીકરી, જો પ્રભુએ ત્હારા દાંત ખરાબ કૅાચા સરજ્યા હોય, તો જ્યારે તને હસવાનો પ્રસંગ આવે ત્યારે શરમાઇને ઓછું હસતી ના. જો ત્હારો અવાજ બેશૂરો હોય, હલક મિઠો ના હોય, તો ત્હારા નરમ પિગળેલા અવાજે બોલવામાં લજ્જાતી ના. આખી નગરીમાં ત્હારોજ અવાજ શૂરીલો ને સુંદર લાગતો હોય તો તું મોટે સાદે વારંવાર બોલતી પણ ના. અંગ્રેજ લોકોમાં કહેતી છે, કે "તમે સારો ડાન્સ કરી જાણતાં હો, તો કોઈ કોઇ વારેજ ડૅન્સ કરજો; ને જો ડૅન્સ કરતાં આવડતું ના હોય તો બીજાંનેજ ખાતર તમારે કાંઇ નાચવાની જરૂર નથી." મ્હારી દીકરી! જો તું સુંદર હલકે ગાઇ જાણતી હોય અથવા સારૂં વજાડી જાણતી હોય, તો સાસરિયાં આગળ ભારબોજ કરવા થકી, ભાર ચપામણી કરવા સારૂ, અમથાં જુઠાં બાંના કાઢતી ના. તું ટેક ભરેલી સભ્યતા રાખજે, મગર તને સાંભળવા વ્હાતાંઓ જ્યારે ઇચ્છા કરે ત્યારે આનાકાની કીધા વિના ત્હારો આ ઉત્તમ હુન્નર જરૂર બતાવજે; કેમકે સાસરિયાંનાં સઘળાં રાજી રહે એમ કરવાની નવી વહુને હોંસ હોય છે. ત્હારી ખુબસુરતી જાળવવા સારૂ તેમજ સુંદર હલક સાચવી રાખવા સારૂ તું સકાળે ઉઠવાનું જરૂર રાખજે. મોડે વેર બિછાને પડી રહેનારી વહુ અવદશા લાવનારી લેખાય છે. સર્વ સાસરિયાંનો પ્રેમ અને ચાહ્યા માયા ખેંચવા સારૂ તું જેમ બને તેમ નમેલી ને નમાની રહેજે દીકરી. મ્હારી ડાહી દીકરી! તું ત્હારી આ નવી પરણેલી જીંદગી સુખમાં ગાળવા થકી તું બીજાંઓને સુખ આપવાની બનતી કોશીશ કરજે. કોઇ સાથે તાણીને બોલીશ નહીં, તેમ ગાળાગાળી બીલકુલ કરીશ નહીં. કબીરજીનો કોલ છે, કે

> ગારીહીંસેં ઉપજે, કલેશ કષ્ટ ઔર મીચ;
> હારી ચલે સો સાંધવા, મરે મરે સો નીચ.

ગાળબોલ દીધાથી કુસંપ ને કજીઆ કંકાશ જાગે છે, જેથી સર્વ કોઇને સંતાપ થાય છે. તું જો નણંદ ભોજાઇથી હારીને બેસશે, ને ગાળાગાળી નહીં કરશે તો તું ઘણી શાણી ને ડાહી લેખાશે, અને ત્હારા ઉપર સંકટનું વાદળ આવતું અટકી જશે. બોલેલો બોલ, મારેલો તીર, ગએલો વખત, અને ગુમાવેલી તક કેમે કરતાં ફરી ફરીને પાછાં આવતાં નથી. રીતભાત, વિવેક, અને સભ્યતા એ કાંઇ નાખી દેવાના નિરૂપયોગી ગુણો નથી, એ તો ખાંદાન કુટુંબ અને બુન્યાદીનું ફળ છે. જ્યુગા નામની એક અસીલ બાઇએ ઇ. સ. ૧૧૧૧ માં

એક એવો ચાલ પાડયો હતો, કે ઇંગ્લંડના કોઇપણ ભાગમાંથી કોઈપણ ઇસમ ઇસેક્ષ પરગણામાં આવેલા દન્માઉ ગામે જાય, અને ત્યાંના દેવળના દરવાજા આગળ મુકેલા બે પથરાઓને બહુજ નમ્રતાથી નમીને ગુંટણમંડિયે પડીને "ડુક્કરના આથેલાં માંસ જેવું પોતે છે" એવો દાવો કરીને તે માણસ જો સોગંદ ઉપર ત્યાં એટલુંજ કહી શકે કે; **"છેલ્લા ૧૨ મહિના ને ૧ દિવસ સુધી ઘર ખટલાના વહેવારમાં એક દહાડો પણ મને કોઇની સાથે પણ વઢવાઢ કે બોલાચાલી થઇ નથી;" "હું નહીંજ પરણી હોત તો સારૂં થાત!" એવું મને કોઇપણ વખત બોલવાનો કે વમાસવાનો વખ્ત આ૦યોજ નથી!** તો તેનો આખો સંસાર સુખરૂપ પસાર થવાનોજ. ઇ. સ. ૧૨૪૪ માં રોબર્ટ ડી ફીટઝવૉલ્ટર આવો એકરાર કરીને સુખી સંસાર ભોગવવાને ભાગ્યશાળી થઇ ગયાનો તેણે એકરાર કીધો હતો. દયારામ કવિનું કહેલું છે, કેઃ—

> દે પર શોભ અભ સોભસો, દેત ન લેત સુજાંનિ;
> જ્યૌં સો તિય સુખ લહતુ હે, જો પ્રિતમ સુખદાંનિ.

જેમ એક સ્ત્રી પોતાના ધણીને સુખની આપનારી છે છતાં સુખ તો પોતે પણ ભોગવે છે, અને તેણીએ પણ પ્રિતમને રસદાન કર્યા વિના પોતાનો રસ પોતે થઇને ભોગવાતો નથી, તેમ જે કોઇ બીજાને શોભા કિંવા અશોભા, સુખ કે દુઃખ આપે છે, તે ખરેખર તો આપતાં નથી પણ પોતેજ લે છે; શા માટે, કે શોભા અશોભાની એ તો રીતજ છે, કે બીજાંને આપ્યા વિના કેમે કરતાંએ એકલી પોતાને મળતીજ નથી.

મ્હારી વ્હાલી બેટી! નજીવી વાતોથી નસોસ થઇને નિરાશાથી નંખાઇ જતી ના. કરોળિયો જો પોતાનું જાળું બનાવતાં ૨૦–૨૦ વાર નિષ્ફળ જશે, તો ૨૧ મી વારે પાછો અજમાવશેજ. એક ચીજ કરવીજ છે એમ જો તું દ્રઢ મન કરશે તો તે ચીજ તું જરૂર પાર પાડશે. સાસરાંમાં તું સંધાંનું કામ કરશે, ને ત્હારૂં કોઇ નહીં કરશે તો તેથી બળાપો ઝુરાપો કરીશ મા. હજામ સારા ગામનું મુંડે, પણ હજામનું કોઇ ના મુંડે. સાસરે તો ભય ને ધાસ્તી વારંવાર આવી પડે, પણ તું પહેલાંથીજ ગભરાઇ જતી ના. સૂર્ય ચાલ્યો જાય તો તારાઓ તરફ નજર દોડાવજે. જો ભૂમિ અંધારી જણાય તો આકાશ તરફ જોજે. ખુદાનાં વચનો ઉપર વિશ્વાસ રાખેથી મોટાં માણુસ શું, કે નાના બાળક શું, ખુશાલ રહ્યા વિના રહેતાં નથી. જે ભલી ચીજ મેળવવા પાછળ તું ઝઝુમી રહી હોય તે તરફ આખે આખું લક્ષ આપજે; નહીં શું મેળવાય? ને નહીં શું પુરૂં થાય? પરપોટો ફુટી જાય તે

તરફ સંતોષ પકડીશ નહીં. જે તું જાળવી શકીશ તેજ તું રાખી શકીશ. જે તું જાળવી નહીં શકે તે રાખી શકીશ નહીં. દીકરી, ત્હારા ઉતાવળ્યા સ્વભાવ સાથે મજબુત લડત ચલાવજે. પિયરમાં જેમ તને ઘડી ઘડી ગુસ્સો થઇ આવતો હતો, તેમ સાસરે પણ થઇ આવશે, પરંતુ તેની સામે હવે બળતવારીથી થજે. ફીરદુશી શાયરનો કૉલ છે કે,

દિલો મગ્ઝરા દૂર દાર અઝ શીતાબ,
ખેરદ બા શીતાબ અંદર આયદ બ ખાબ.

આકળા ગુસ્સાભર્યા સ્વભાવથી તું ત્હારાં હૃદયને તેમજ મસ્તકને દુરની દુર રાખજે. આંકળા સ્વભાવથી આપણી બુધ્ધિ પણ જતી રહે છે. ચરસ, ચકુનમ, અને છંદનો ઉત્પાત્ત ત્હારી આખી જીંદગીના સઘળા દિવસોને સંતાપ કરાવતા રહેશે. તને જે દુઃખ થાય તે દુઃખ ઉપર કીનો લેવાનું મન તું હરગીઝ કરતી ના. શત્રુ વગરનું જીવન સુસ્ત છે, માટે સાસરાંમાં કોઇ શત્રુ થાય તો તેની સાથે વધારે મમતાથી વર્તજે; પછી તેજ અમસી મેળે કચવાઇને પણ ત્હારૂં સહિયારૂં શોધશે. કટ્ટો દુશમન તુર્તા તુર્ત મિત્ર થતો નથી, માટે ફરી ફરી કોશીશ કરજે દીકરી. કોઈ નિંદા ત્હારી કરે, તો ખામુશી અખ્તયાર કરજે. પારકાંના ટોણું ટપલાં ને મ્હેણું, કડક શબ્દો, ખરા ખોટા ઠપકા, અને ઉપજાવી કાઢેલી ગીબત ને નિંદાથી આપણને ઘણી રીસ ચઢે છે, પરંતુ યાદ રાખજે બેટી, કે પરાયાં મહેંણાં ટોણાંથી જેટલી ત્હારી ખરાબી થશે નહીં, એટલી વિશેષ ખરાબી ત્હારા સામા ગુસ્સા ને સામાં ટોણાં મ્હેંણાથી તનેજ પહોંચશે. પરંતુ જેઓ નિંદા કરે તેને " છૉ બોલતાં ! " એમ કરીને ગણગોવાર રહેશે, તો સામું તે નિંદકોનેજ દુઃખ પહોંચશે. તું જો પાછી તેમની બદગોઇ કરી વેર વાળવા જશે તો તે શત્રુઓની તુંજ ચઢતી કરી આપી તેમનું ચઢી વાગવાનું કરશે. તેમની બદગોઇમાંથી પણ કાંઇ સારો સાર ગ્રહણ કરી લઇ જુઠાંણાંને ખંખેરી દેજે.

"Far better thus yourself alone
To suffer, than with friends bemoan
The trouble that is all your own:
Live it down ! "

ફલાણી આમ બોલી, અમુકે મ્હારા ઉપર જુઠું જોડી કાઢયું, તરકટ ઉભું કીધું, વગેરે વગેરે મ્હારે ત્યાં આવીને કોઈની પણ રાવરાણી કરીશ નહીં બા. ત્હારાં વ્હાલાંઓને ઘડી ઘડી આ જાતનો સંતાપ કરાવીશ નહીં બેટા. ત્હારી

મુશ્કેલી બનતાં સુધી તુંજ ભોગવી લેતાં શિખજે. કોઇ સાસરાંમાં જરા જેટલી ભલાઇ કરે તો તે ભલાઇની પૂઠે બીજી વધારે જોરાવર ભલાઇનો હડસેલો મારજે, ત્યાં સુધી, કે તું ત્હારૂં ધાર્યું પાર પાડે. ટીપે ટીપે સરોવર ભરાય, એ ઘસાઇ પિસાઇ ગએલી ન્હાની કહેવત ઉપર વિચાર કરવાને ઘણો વખત ફાજલ પાડજે. ચાલુ મમતા માયાથી સખ્ત પત્થર પણ પિગળે. તું જે કાંઇ કાર્ય કરે તે ઉમંગથીજ કરજે, નહીં તો તે કરતીજ ના. જે છોડીને નિશાળમાં સોટી માર્યાજ કરવામાં આવે તે પોતાનો પાઠ કદિએ સારો કરતી નથી. એક માણસને કામ કરવાની તેની મરજી વિરૂધ્ધ ફરજ પાડવાથી તે અડધું ફડધુંજ કરે છે. જરૂર તે આરસીનો કાચ પણ ભાંગશે. કામ સારૂં થાય છે કે કેમ તેની તેને જરાએ પરવા રહેતી નથી. જેણી પોતાનો પેતીકોટ હોંસે હોંસે ઉતારે છે, તે પેટીકોટની બોંય ફાડતી નથી. જેણી કામ કરતાં ગાયનો ગાતી જાય છે તેણી પોતાનું કામ આખું કરે છે. તું ગમે એવું સારૂં ઠીકઠાક કામ કરીશ તોએ સાસુજીને તો મનપસંદ લાગવાનું નથી, પણ ચિંતા નહીં, તેવણનું અંતઃકરણ તો બધું બરાબર સમજે છે. જ્યારે વાંસ ઉપર કે દોરડાં ઉપર નટ્ટણી તરેહવાર જીવ જોખમના ખેલો કરે છે, ત્યારે હેઠળ ઉભેલા ઢોલક વજાડનારને પુછે છે કે; "કયું નાયકજી! કયસી અચ્છી ભઇ!" ત્યારે ઢોલક ઠોકીને નાયક તો ઉલટો કહે છે કે; "ન બહું—ન બહું!" યાને કે; "હજી બરાબર નહીં, મ્હારે મન પસંદ નહીં, મને સંતોષ મળતો નથી!" તેમજ તું સાસરાંમાં ઘણી ઘણી પટકાઈને ઝીંખાઇ જશે, પરંતુ કોઇ સારા શખુન તો નહીંજ બોલશે, પણ ઉલટી કાંઇ ખામીજ કાઢશે. તેની ચિંતા નહીં દીકરી. ચાવલની હાંલ્લીમાં નિમક સમાય, પણ નિમકની હાલ્લીમાં ચાવલ નહીં સમાય.

"હરાં કસ કે અઝ કાર દીદેહસ્ત રંજ;
બે બાયદ બ અંદાઝેએ રંજ ગંજ."

તેં જે કાંઇ કામ કરવા પાછળ મહેનત મશાગત ને રંજ ખેંચી હશે, તેનો બદલો તે ત્હારી જેહમતના બદલામાં મળ્યા વગર રહેનાર નથી, એમ સત કરીને જાણજે. એક ગંદું પક્ષી પોતાનો આખો માળો ગંદીલો કરી મેળે છે. એક નાશકારક કૃત્ય એક વ્યકિતને કે એક આખા ટોળાને નાશકારક થઇ પડે છે. એક નઠારી વહુ હોય તો એક આખા કુટુંબને નઠારૂં બનાવી દે છે. ડાર્નલેનું મોત નિપજાવનારી નેતા લેખે સ્કૉટ્સ લોકોની રાણી મેરીને ધારવામાં આવી હતી. જે ઉપરથી જોન નૉક્ષે મેરીને મ્હેણું મારીને હિંમતથી કહ્યું હતું કે; "હે ગંદીલાં પક્ષી! તેં ત્હારે હાથેજ ત્હારો માળો બગાડયો છે!" દીકરી! તું

ત્હારો માળો કહેતાં સાસર્યાંને ગંદીલું કરીશ મા. સારાં સજ્જન લેખે તું બુન્યાદનું ફરઝંદ કહેવાઇશ તો ત્હારૂં મૂળ પારસમણિ જેવડું અંકાશે. તું સુઘડ ને સદાચરણી રહીશ તો આખાં સાસારિયાંનાં સદ્‌વર્તણ કરી શકીશ. પારસમણિનો સ્પર્શ થતાંમાંજ જેમ કથીર હોય તે પણ કંચન બની જાય છે, તેમ ત્હારા જેવી સુજનના સદ્‌ગુણી સમાગમથી ને સારા સહવાસથી સાસરાંમાં વેરભાવ, કીના કપટ, ને કજીઆ કંકાશ હશે તેને પણ તું સંપમાં ફેરવી શકીશ. ત્હારી કિંમત કોઇ અજ્ઞાન ઝવેરી ઓછી આંકશે તો તેથી કાંઇ ત્હારી કિંમત ઘટી જવાની નથી; બલકે તે ખોટા ઝવેરીઓનુંજ તોલ થઇ જશે. કોઇ દેરાણી જેઠાંણી કે નણંદ ભોજાઇ ત્હારી બદગોઇ કરીને ત્હારી કિંમત ઉતારી પાડવાનાં ફાંફાં મારશે તો તેઓ પોતાનીજ જાત જણાવશે. કોઇ નહીં જાણશે તો ખુદા તો જાણશે; એવો સંતોષ લેજે દીકરી. ચાપલુશીખોરાં બોલનારાંઓથી કદાચ સાસુ સસરા ઠગાશે, પણ ખુદાયજી કાંઇ ઠગાય એવા નથી. રશ્ને યશ્તમાં પણ કહ્યું છે કે; "અધ-ઓયો અહિ અધઓયો—બ્રતુશ અધઓયો વીસ્પો—વીદ્દવાઓ" = હે ખુદા ! તું તો કોઇથી ઠગાય નહીં એવો, ભુલથાપ ખાઇ જાય નહીં એવો અકકલવાળો, કોઈનાથી ભુલાવો નહીં ખાય એવો, અને સઘળું સમજનારો સર્વજ્ઞ છે. મુસલમીન ભાઈઓ પણ નિમાજમાં એવું કહે છે કે; "વ–માં–તઓફીકી–ઇલા બીલ્લા–વલા–નશતઇનું ઇલા–ઇઆહો !" = મને તોફીકનો બક્ષનારો એકલો પાક પરવરદેગાર છે, અને સર્વ મ્હારાં કાર્યમાં તેના શિવાય કોઇ મ્હારો બીજો મદદગાર નથી. મ્હારી વ્હાલી દીકરી ! મ્હારી આ શિખામણો ત્હારી પરણેલી નવી જીંદગીમાં તને કામ લાગે અને તું સુખી થાય, તો ત્હારા બુઢા બાપને કેટલો સંતોષ થશે તે હું તને શું કહું ! દીકરાજી, જા, પાછી સાસરે જા, બધું કહેલું એક કાને સાંભળી બીજે કાનેથી કાઢી ન નાખીશ. સુખી રહે બેટી. ફરીની ત્હારાં વ્હાલાંઓને મળવા આવીશ ત્યારે વળી નવી નવી વાતો તને કહીશ.



## શિક્ષણ ૭ મું.

"A being breathing thoughtful breath,<br>
A traveller between life and death,<br>
The reason firm, temperate will,<br>
Endurance, fore-sight, strength and skill;<br>
A perfect woman, nobly planned<br>
To warn, to comfort and command;<br>
And yet a spirit still, and bright<br>
With something of an angel light."

**મ્હારી વ્હાલી બેટી !**

એક ઉત્તમ ઘરધણિયાણી નિવડવાને માટે તને શી શી વાતની જરૂર છે, તે મહાન કવિ વર્ડસ્વર્થે તને ઉપલી માત્ર આઠ લીટિમાં સમજાવી દીધું છે તે ઉપર

હર હમેશ મનન કરતી રહેજે. તું ત્હારા ચહેરાનું ચિત્ર સુંદર ચિતારવાને બદલે તારાં ચારિત્ર, તારી કેરૅકટરનું ચિત્ર સુંદર કરવાને મહેનત લેજે. રસોડાંમાં તું કામ કરતી હશે, ને ધુમાડાથી નરી કાળી કાજળ થઈ જતી હશે, ત્યારે તારી નણંદ સેંથા પાતળી કરીને શોભન શાભનમાં કલાકો કાઢતી હશે, તો તેનો તું બળાપો કે દ્વેષ કરીશ નહીં. અચ્છી સુરત કયા કરે હમ; અચ્છી ખસલત ચાહિયે. નણંદ પોતાનો ચહેરો ચિતારતી હોય ત્યારે તું તારૂં ચરિત્ર કિંવા ચારિત્ર ચિતારવામાં આનંદ માનજે. કંશ ઉજળો હતો પરંતુ તેનું ચારિત્ર કાળું હોવાથી તે હિણાયો, ને કૃષ્ણ શ્યામ રંગનો હતો પરંતુ તેનું ચારિત્ર ખુદાઇ હોવાથી તે પુજાયો. એકવાર એક રાજાને પોતાના દિવાનખાનાની દિવાલો ઉપર સુંદર ચિત્રો ચિતરાવવાનો શોખ થયો. દેશેદેશના મહાન ચિતારાઓને બોલાવવામાં આવ્યા, જેમાંથી સર્વોત્તમ બે ચિત્રકારોને પસંદ કરવામાં આવ્યા. તે બેઉની પરિક્ષા કરવા સારૂ દિવાનખાનાની સામસામેની એકેક દિવાલ ચિત્ર કાઢવાને સારૂ સોંપવામાં આવી. એકબીજાની કારીગીરિ તેઓ જોઇ ન શકે એ ઇરાદાથી તેમની વચમાં પડદા મુકાવવામાં આવ્યા હતા. હિંદી ચિતારાએ મહાભારતના બનાવોના સુંદર દેખાવો ઉત્તમ પિંછી અને ઉમદા રંગોથી આલેખવા માંડયા. ચુનાની ચિતારો તો જુદુંજ કામ કર્યો જતો હતો. એક મહિનો પૂરો થયો એટલે રાજા મોટા મોટા પરિક્ષકો અને માનકરી મંડળ સાથે ચિત્રોની પરિક્ષા લેવા આવ્યો. હિંદી ચિતારાએ પોતાની દિવાલ આગળનો પડદો ઉંચકયો, એટલે જૂએ શૂં! કાંઇજ મના રાખી નો'તી. અતિ સુંદર મહાભારતનાં ચિત્રો જોઈ સર્વ કોઇ તાજુબ થઇ આશ્ચર્યના ઉદગારો કાઢવા લાગ્યા; અને એક તરફી ન્યાય કરીને બોલ્યા કે; "આહા! એનાથી સુંદર ખુબસુરતી ચુનાની ચિતારાની હોઈ શકેજ નહીં! માટે બસ લાખ રૂપેયાનું ઇનામ ને લાખ રૂપૈયા મહેનત તથા કારીગીરિના એનેજ આપી દો!" પરંતુ રાજાએ બે આંખે જોઇ પરિક્ષા કરવા કહેતાં સર્વ મંડળી ચુનાની ચિત્રકાર પાસે ગઈ. તેણે પોતાનો પડદો ઉપાડયો. પડદો જેવો ઉપાડયો, કે આખી મંડળી દાંતમાં આંગળાં પકડી ઠરીજ રહી. બેટી! ચુનાની ચિતારાએ એવાં તે શું ચિત્ર સુંદર ચિતર્યાં હશે, કે દરેક જણ બસ "આહા! આહા!" કરીને આફ્રીન કરવા લાગ્યાં? હિંદી ચિત્રકારે ચિત્રેલાંજ ચિત્રો ચુનાની ચિતારાની ભિંત ઉપર જણાયાં; પરંતુ ફરક માત્ર એટલોજ હતો, કે હિંદી ચિતારાનાં ચિત્રો જરાક ખડબચડાં હતાં ને ચકચકિત નો'તાં; તેમાં ઝળકાત બીલકુલ નો'તો. મગર ચુનાની ચિતારાનાં તેજ ચિત્રો સાફ, ચકચકિત, લીસાં, ને ઝળકતા પ્રકાશવાળાં હતાં, તેના ઉપર હાથ મૂકે તો લપસી પડે, એક કીડી પણ તેના ઉપર ઠરીને બેસી શકે નહીં એવાં હતાં. પરંતુ મુખ્ય અજાયબી તો એ હતી, કે ચુનાનીનાં એ ચિત્રો જાણે દિવાલની

છેક છેક અંદર, દિવાલનાં માંહેલાં જીગરમાં ચિતરેલાં હોય અને ત્રણ ચાર વાર જેટલાં ભિંતના ભિત્તરમાં ચિત્રેલાં હોય નહીં શું, એવાં કાંઇ અજબ કારીગીરિવાળાં દેખાતાં હતાં. દીકરી! તું પુછશે કે એ શેનો ચમત્કાર હતો? તો કહું છું કે, હિંદી ચિતારાએ તો દિવાલનાં બહારના, ઉપરનાજ ભાગને ટાપટીપ કરી સુંદર રંગી હતી, પરન્તુ યુનાની ચિત્રકારે તો **એક મહિનો સુધી પોતાની દિવાલને બસ ઘસ્યાજ કરીને આયના જેવી પારદર્શક કરવામાંજ આખો વખત કાઢયો હતો! તેણે તો એક પણ જાતનો રંગ પોતાની ભિંત ઉપર બીલકુલ લગાડયોજ નો'તો**; જેથી પડદો ઉંચકતાંની સાથેજ સામેની દિવાલનાં ચિત્રો આબેહુબ અંદર દેખાતાં હતાં, પણ તે છેક દિવાલનાં ઉંડાણમાં અને વળી પ્રકાશિત દેખાતાં હતાં.

મ્હારી વ્હાલી બેટી! હિંદી ચિતારો તે ત્હારી નણંદ સમજજે, જેણી પોતાના ગાલો ઉપર પાઉડરો છાંતીને, સારકેશિયન સેંથા પાડીને, ફેશનની ફિસિયારીથી રંગના લેપડા કરીને, લાંબી બાંહે ને ટુંકી બાંહે-કરી કરીને ગમે એવી ખુબસુરત દેખાવાનાં ફાંફાં મારે, અને પહેલી નજરે તેણી સાને સુંદર લાગે, પરંતુ રસોડાંના પડદામાં છુપાયલી તું, જેણે પોતાનું અંતઃકરણ સાફ ઘસી ઘસીને છેક ઉંડાણમાં ત્હારાં ચારિત્રનું ચિત્ર સફા રાખેલું છે, તેની ખરી ખુબી જ્યારે લોકોને પાછળથી માલુમ પડશે ત્યારે સૌ કોઇ ત્હારાંજ વખાણ કરશે, ને ત્હારી અંતઃકરણની માંહેલી ખુબી ખુબસુરતીનીજ સ્તુતિ કરશે. જો હાંડીમેં હોગા, સો રકાબીમેં આવેગા. મનુષ્ય માત્રે સમજવા યોગ્ય આ વાત તું સમજી લે, કે આ પૃથ્વિ પર સદગુણ એજ માત્ર સુખ છે. સદાચરણથી ચઢિયાતું સુખ છેજ નહીં. રત્ન જડિત હોય મોજડી, શીશ ન બાંધે નેટ; અમુલ્ય છૂરી હોય કનકની, કોઇ ન મારે પેટ. દીકરી મ્હારા ઘરમાં તું ઠોકરાઇ ઠોકરાઇને એવી સજાત ને સુંદર ચરિત્રવાળી થઇ છે, કે સાસરાંમાં પણ ગમે એવી ત્હારા ઉપર હાડમારી પડશે તોએ તું ત્હારો સદાચાર ચુકવાની નથી એ મ્હારી ખાત્રી છે, કાંકે તું ખાનદાની બચ્ચું છે. છોનેં પછી સાસરાંમાં ભલી વિપત્તિઓ પડશે તોએ તું કુળિન ખવાસ છોડનાર નથી.

घृष्टं घृष्टं पुनरपि पुनश्चंदनं चारु गंधम्
छिन्नं छिन्नं पुनरपि पुनः स्वादुचैवेक्षुदंडम् ।
दग्धं दग्धं पुनरपि पुनः कांचनं कांतवर्णम्
न प्राणांते प्रकृति विकृतिर्जायते ह्युत्तमानाम् ॥

સુખડને વારંવાર ઘસવા છતાં તે તો સુગંધીજ રહે છે. શેરડીને છોલ્યા કરો કે પિસ્યા કરો પરંતુ તેનો મિઠાસ હરદમ સ્વાદિષ્ટજ રહેવાનો. સોનાને

ભઠ્ઠીમાં ભુંજી ભુંજીને બાળી કાં ન નાખો, પરંતુ તેમ તેમ તેનો ઉજાશજ વધ્યા કરવાનો. તેજ માફક સદાચરણી ખાનદાની માણસ ઉપર ગમે એવી ભારે આફતો જેમ જેમ આવી પડવાની, તેમ તેમ તેનો તો પ્રાણ જતાં સુધી ઉત્તમ ખવાસ હલકી પંક્તિ ઉપર ઉતરી પડવાનોજ નહીં. ખુબસુરતી બહારની પુંજાતી નથી દીકરી, ભિત્તરની ખુબસુરતીનાંજ વખાણ થાય. જાડા ખડબચડા પગવાળી કદરૂપી સ્ત્રી બરથે, જેણી શાર્લામેનની માવતર અને ચાર્લસ માર્ટનની દોઈત્રિની દીકરી થતી હતી, તેણીના થાંભલા જેવા જાડા કરૂપા પગો હોવા છતાં તેજ પગો ઉપર મોટા મોટા મહાન નરો પોતાના માથાં મુકીને પગે લાગીને તેણીને માન આપતા, પુજતા, ને પડયો બોલ ઉપાડી લેતા હતા. કાંકે તેણી સત્યવાદી, સદાચરણી, અને સતી સ્ત્રી હતી. તું જાણ, ઓ દીકરી! રંગબેરંગી પુલો કરતાં સાદાં માદાં પુલોની સુગંધ વિશેષ હોય છે. દુન્યાંનાં પુષ્પો પૈકી મોટો ભાગ સુંદર દેખાય છે, પરંતુ તેમાં સુગંધ હોતી નથી. યુરોપ દેશમાં પુલોની જાત ૪૨૦૦ ગણાઈ છે, પરંતુ માત્ર ૪૫૦ પુલોમાંજ સુવાસ તો હોય છે. તેમાં પણ એકસો પુલોની તો કોઇને ગંધ પણ ગમે નહીં એવાં વાસ મારતાં હોય છે, અને તેજ પુલો બહારથી વધારે સુંદર લાગે છે. તેજ પ્રમાણ યુરોપની મડમરીઓને એક લેખકે લાગુ પાડી, ટીપટાપ કરેલી બેતાલીસસો ફેશન દેવીઓમાં ભાગ્યે સાડી ચારસો ખરેખરી સદાચરણી જણાવી છે, ને સો જણી તો છેક માથે છેડો મૂકીને દુર્ગંધ ફેલાવનારીજ હોય.

"ઇધર બલ હય સતીયનકા, ઇધર શકતી તપો બલકી,
તરાઝુમેં હય દો ચીઝ, ઇધર ભારી ઇધર હલકી.
સમાલો જલ ન ચુલ્લુમેં, યે નિંદા હય કમંડલકી;
કરો વો કામ અબ જાયે, ન જિસમેં આબરૂ જલકી.
દબા લો ક્રોધકો દિલસે, નિકાલો શાપકી ઇચ્છા;
જો કહના થા કહા હમને, અબ આગે આપકી ઇચ્છા."

આ ઉપરથી હે દીકરી! હું એટલુંજ કહું છું કે તારી આંખો આંજવા કરતાં દિલને આંજ્યા કરજે. કસ્તુરી કે અત્તરોનાં સુગંધમય પાણીથી અંગોળત્રા કરતાં તું સદાચરણના અંગોળથી અંગોળાજે. જીવને આનંદ આપે એવો પલંગ બિછાવી તે ઉપર પોઢવાને તું મરણ પથારી સમજી રાંધણીમાં કામ કરવાથી લાગેલી થાકમાં તું જો પરશાળમાં પડેલા બાજટ ઉપર જરા આળોટી ઉઠશે તો તારા આનંદનો પાર રહેશે નહીં. આરસીમાં ચહેરો કાઢયા કરીને, દર્પણમાં જરા હસી જોઇને કે દાંત કાઢીને, કે ગંભીર મૂખડો કરીને, "હું કેવી લાગું છું!" એવાં

ઘેલાં ચેડાં કાઢીને મનમાં ખોટી મગરૂરી રાખી હલકી હજામડી બનીને તું ફેશનની ગુલામડી નહીં થઈશ બા. અમ પુરૂષો તો એવાં વેહજાં કરનારી છોડીઓનાં કૌતકો જોઇ હસ્યે ને મનમાં મુઆઇએ છિયે દીકરી. તું સ્વાદિષ્ઠ પકવાનોની ભોગીણી બનીને પુષ્ટ થાય તેના કરતાં સાસુ સસરા ને ધણીની સેવા ચાકરીમાં લોટપોટ થઇ જાય તે જોવામાં અમને બહુ આનંદ થશે. “મરૂંરે મારી કે'ણ સદની વહુમાય!” એટલાજ શબ્દો સાસુના મોંમાંથી નિકળશે તો તારાં શરીરમાં એવડું લોહી આવશે. “તારા જેવી ભાગ્યશાળી ને ઘરરાખુ વહુ મેળવવાને હું નસીબદાર થયો!” એટલા શબ્દો જો તારા સસરાજી ઉચ્ચારશે તો તને શેર લોહી આવશે. “દીકરી લીધી ને લીધી પણ લાયક માબાપની શાણુ સલુકની દીકરી ખુદાની મહેરબાનીથી લીધી!” એટલું તારા પતિનું વેણ તારી જન્મારાની થાક ઉતારવાને બસ થશે. માટે બધા સંગારને અંગાર સમજીને, બીજી ચીચકલી ચેતરનોની દહાડાની દશ ફાશનોને દુઃખોનાં આસનો સમજીને તું તારો અમુલ્ય વખત શરીરની ટાપટીપમાં ગુમાવવા કરતાં સદગુણો સંપાદન કરવામાં ગુજારજે બેટા! તારા જીવને સંતોષ આપવાથી તારૂં જેટલું કલ્યાણ નહીં થશે તેના કરતાં તારા ખાવીંદને સંતોષ આપવાથી તારૂં વિશેષ ભલું થશે દીકરી. કહ્યું છે કવિએ, કે

सन्तुष्टो भार्य्यायां भर्त्ता भर्त्रा भार्य्या तथैवच।
यस्मिन्नेव कुले नित्यं कल्याणं तत्र वै ध्रुवं॥

જે ખાંદાનમાં ખાવીંદ પોતાની મોહોરદારથી અને મોહોરદાર પોતાના ખાવીંદથી હમેશાં સંતોષ પામે છે, તે ખાંદાનમાં જરૂરજ કલ્યાણ થાય છે, ને કુટુંબ કબીલો સુખી રહે છે. માટે હે બેટી! આપણે ઘેર તું હતી ત્યારે અમે તારાં માબાપ હતાં, ને કેળવણી એ તારો પરમેશ્વર હતો; પણ આજે તું સાસરે સિધાવે છે ને નવી જીંદગીમાં દાખલ થઈ સાસરા ઘરમાં તું નવો જન્મ લે છે તો ત્યાં હવેથી તારાં સાસુ સસરાંજ માય બાપ, હમે નહીં. ત્યાં તારા પતિ એજ પરમેશ્વર; માટે હવેથી તું તેમનીજ થઇને અખઇ રહેજે. તેમનાજ પેટમાં આયંદે ભરાઇને સુખે રહેજે, હવે તારી માવતરની ગોદમાંથી તું છુટીને સાસુની ફાંટમાં સુતી. સાસરે તાબેદારી, સાસરે પાક દામન, અને સાસરે સાદી વહુ વહેલી શોભે છે. ઈત્તર, ટચાક, ને ફેશનેબલ એશ્કી મેશ્કી વહુ ઝટ દઇને સાસરે સમાઇ શકતી નથી. હઇથ્યા વરશતામ હ્યત વસ્ના ફ્રેરષોતેમેમ=એટલે સત્યનાં રૂડાં કાર્યો કરનારીની જે ઇચ્છા છે તેજ બીજી બધી ઇચ્છાઓમાં સર્વથી શ્રેષ્ટ છે. રૂપાળી, સુંદર, કે ખુશનુમા થવાને સારૂ સ્વામીનેજ સ્ત્રીએ સાધવો જોઇએ. કેમકે વખત જતાં સ્વામી અને પત્નિ એકજ વિચાર આચારના, એકજ રીતભાતના

સદ્‌ગુણોવાળાં, એકજ મીજાજનાં, ને એકજ સ્વભાવનાં આપો આપ થઇ જાય છે. મ્હારા જાણવામાં ને એક ઠેકાણે વાંચવામાં પણ આવ્યું છે કે; જીનીવા શહેરની ફોટોગ્રાફિક એસોસિએશને એવું શોધી કાઢયું છે, કે પતિ ને પત્નિ અખલાસથી સાથે વસે છે તો તેમનો ચહેરો, તેમની ખુબસુરતી, અને તેમનું રૂપ પણ એકાકાર થઇ જાય છે! ૭૮ વૃદ્ધ પુરૂષો અને તેમની બાયડીઓના ફોટોગ્રાફ ઉતારતાં ૫૪ જોડાંની મૂખમૂદ્રા અને મળતા ચહેરા આબેહુબ દેખાતા હતા, અને જાણે તે મા-જન્યાં ભાઇ બ્હેન હોય નહીં શું, એવું જણાતું હતું! જે બાકીનાં ૨૪ દંપતિઓની મુદ્રામાં મળતાપણું નહીં જણાયું, તે વિષે છાતી ઠોકીને કહેવામાં આવ્યું, કે એ ધણી ધણિયાણીઓ વચ્ચે ઍખલાસ અને પ્રેમ હોવો નહીં જોઇએ. અને પાછળથી એ વાતની સચ્ચાઈ પૂરવાર થઈ હતી. એટલા વાસ્તે હે દીકરી! સાસરે પ્રેમ, કામ, તાબેદારી, નમ્રતા, શિયળ, નીતિ ધર્મ એ સર્વ તને ગોરી ગોરી કરશે. તું ચિબાવલી ને ચૅાચલાપણું કરનારી ઇત્તર વહુ ના નિવડીશ બેટી. તને ટૂંકામાં કહું છું

> "પ્યારી પુત્રી સાંભળ મ્હારી, હેત-શિખામણ સારીજી;
> શાસ્ત્ર ધર્મના પંથ વિચારી, પ્રેમ થકી પરવારીજી;
> પર ઘર કામ વિના નવ જઇએ, ભાવે ભક્તિ કરિયેંજી;
> સેવા સાસુ સસરા કેરી, પતિવ્રતા પરવરિયેંજી;
> દયા ધર્મનાં કામો દેખી, દિલમાં જ્ઞાન દિપાવીજી;
> નાથ નિપૂણની આજ્ઞા નીચે, નમ્રભાવ નિભાવીજી;
> સગાં સર્વ મર્યાદા સાથે, વાત વિચારી કરિયેંજી;
> **દુષ્ટ નારની સંગત દેખી, દુર જનથી દુર ફરિયેંજી."**

ડાહી દીકરી છેલ્લી લીટિ ઉપર તું ખાસ લક્ષ આપજે. "**લોથલી લેડી**" કહેવાતી એક બદસુરત અને વિક્રાળ કાળરૂપ કરૂપી સ્ત્રીને વિષે ઇતિહાસે શાખ પૂરી છે, કે બીક લાગે એવો તેણીનો દેખાવ હોવાથી તેણીને કોઇ પરણવા તૈયારજ થતું નો'તું. પરંતુ તેણી સદાચરણી સ્ત્રી છે એટલુંજ જાણીને સર ગૅવૈન તેણીને પરણ્યો. કુદ્રતની કાંઇ અજબ કરામત જણાઇ, કે પરણવા પછી તેણીની કરૂપતા ધીમે ધીમે જતી રહી, અને થોડાજ વખતમાં તેણી એટલી તો રૂપાળી તે ખુબસુરત ખુશનોઆ સુંદરા જણાઇ, કે સૌ કોઇ "ખુબસુરતીનો નમુનો" તરીકે તેણીને માન ઇઝતથી પુજવા લાગ્યાં હતાં, કાંકે તેણી અંતઃકરણે તો નેકઝાદ ને પાકઝાદ હતીજ, પણ વળી સોનું ને સુગંધ બેઉ એક થયાં ત્યારે તેણી દિપક પેઠે દીપી કાં ન નિકળે? મ્હારી વ્હાલી બેટી! આપણી હુન્નત

ચરતમાં કહ્યું છે તેમ, ત્હારાં પિયર ઘરમાં જે સદાચરણ જોયાં છે, તે ત્હારાં સાસરા ઘરમાં પણ જણાવવાં જોઇએ, ને ત્યાં પણ એજ શિક્ષણ ત્હારે ધીમે ધીમે સર્વને સમજાવવું જોઇએ.

યથા આત ઉતા ના વા નાઇરી વા વએદ્દા હઇથીમ, અથા હત વેહૂ
તત એએઆહૂ, વેરેઝયેતૂચા, ઇત અઘ્ઘાઇ ક્યા વાતોયેતૂ ઇત અએઇબ્યો
યોઇ ઇત અથા વેરેઝયાન, યથા ઇત અસ્તી.

દંપતી પૈકી કોઈ પણ સ્ત્રી કે પુરૂષ સદાચરણ અને સદ્ગુણની દાનાઇની વાતો જાણતું હોય, તેમણે તે જાતનાં હાજતમંદ બ્હેન બાઇઓ કે ભાઈઓને સમજાવવી જોઇએ. દરેક સ્ત્રી પુરૂષે સદાચાર રાખી સદ્ગુણોને અમલમાં મૂકવાજ જોઈએ, અને જે બ્હેન બાઇઓ તેવાં પવિત્ર ને નેક નૈયતનાં થવાની ઇચ્છા રાખતાં હોય તેમણે તે પ્રમાણે ચાલવાને શિખાડયાથી સર્વ સંસાર સુખી થાય છે. સાસરે તો લોકો જરામાં ટુંપી નાખે ને જરામાં મરી મરી જાય. દીકરી! મહિશંમાં ચલાવેલી ચાલ વીશે કે સાસરે ચલાવવામાં આવતી વર્તણુક વિષે તો મોહલ્લાના લોકો જેવું દીઠું હશે તેવુંજ બોલશે. આચાર્ય બેવડી બેવડી વાતો કરે છે, વ્યાસ ને વેશિયા તો ચૌગણી વાતો કરે છે, ભાટ ચારણો તો બાર ગણી વધારીને વાત કરે છે, માત્ર બીજાં લોકો તો જેવું જૂએ ને જેવું હોય તેવુંજ બોલે. દીકરી! તું જેમ વિચારે તે પ્રમાણે ચાલવાને કોઇ પણ મનુષ્યને હકક નથી, શિવાય કે તું ખરેખરજ અંતઃકરણપુર્વક નેક અને રૂડાં કામો કરતી હોય. કહો કાંઇ ને કરો કાંઇ, તે આ ચગોર જમાનામાં ચાલતું નથી. દીકરી તું ત્હારી જીભ વડે જે નેકાનો ગાંઠ બાંધી ચુકી છે, તે ત્હારા દાંત વડે છોડી શકાશે નહીં. લગનના ગાંઠથી બંધાતી વેળાએ તું જે જે બંધારણના ગાંઠથી બંધાઇ છે, તે ગાંઠ તોડી નાંખવાને ત્હારી બીજી ત્રીજી યુકિત પ્રયુક્તિ કામ આવવાની નથી. સાસરાંવાળાંએ ત્હારો શ્યામ ચહેરો કે રૂપાળો ચહેરો જે હતો તે જોઇને તો પરણાવી છે, હવે તો તેમણે ત્હારી નેક ખસ્લત જોવાની રહી છે. દીકરી, ઘણી ખુબસુરત થવા સારૂ કૃત્રિમ ઉપચારો કરીને કે ફેશનના પોશાકો પહેરીને તું શું કરવાની છે? એકવાર સ્વામીને ગમી તે ગમી, બીજાંને દેખાડવા સારૂ ત્હારી સુંદરતાની શી જરૂર રહી? ઘણી સુંદરતા ને બેહદ ખુબસુરતી ધરાવવાથીજ માર્ગરેટ મર્ડાસ્સનનાં માત્ર ન્હાનાં બાળકનું વટીક ખુન કરવામાં આવ્યું હતું. તેણીની ઘણીજ ખુબસુરતીને લીધેજ તેણીનું હરણ થયું હતું. અને તેણીના રૂપાળા સુંદર દેખાવની મોહકાણમાંજ તેણીનું મસ્તક છુંદી નાખવામાં પણ આવ્યું હતું! બેટી ટુંકમાં કહું તો વર બૈયરે એકમેકની

બહારની ટીપટાપ કે ભપકા સપકા ઉપર પોતાની પ્રીતની ઇમારત બાંધવાથી, વિજોડું ને વિયોગ વહેલાં થાય છે, માટે પરસ્પરના નિવારપટા અટકાવવા સારૂ

तथा नित्यं येतयातां स्त्रीपुंसो तुकृत क्रियो ।
यथा नाभि चरेतां तौ बियुत्का वितर तरम् ॥

વર અને બૈયરે એવી તજવીજ કરવી કે તેઓને એક બીજાંથી વિયોગ ન થવા પામે. મ્હારી ડાહી દીકરી! ત્હારે સેવા ધર્મને સર્વથી શ્રેષ્ટ ગણવાની ખાસ કરીને સાસરિયાંમાં જરૂર પડશે. ત્હારી જીંદગી એકલી ત્હારે સારૂ સરજાયલી નથી. સાસરે સિધાવી એટલે બીજાંની સેવા માટે ત્હારૂં જીવન અર્પણ થઈ ચુકયું. જે વહુઓ સાસરિયાંનાં દિલ તથા મનને નીતિ ધર્મથી સદાચરણને રસ્તે લાવવાની કોશીશ કરતી નથી, તેમનું જીવવું વ્યર્થ થાય છે. સાસરાંમાં જો કાંઇ પણ સુખ હોય તો સંત સાધુની પેઠે બીજાંને સુખ આપી સેવા કરવામાંજ તે સુખ સમાયાં છે. જે વહુમાં સેવાનો ગુણ છે તેમાં એક ઉમદા શક્તિ છે, અને તે શક્તિ નીતિ ધમની છે. આ ઉંચ શક્તિ સિવાય કોઇ પણ વહુ સાસરિયાંમાં વધુ વાર ટકી શકતી નથી. કબીરજી કહે છે તેમ સેવામાંજ ભલાઇ છે.

"તરવર કદી ન ફળ ભખે, નદી ન સંચરે નીર;
પરમારથકે કારને, સંત્યો ધસે શરીર."

ઝાડ બાપડું કાંઇ પોતાનાં પકવેલાં ફળો પોતેજ ખાતું નથી. નદી બિચારી પોતાનું અમૃત જળ પોતાને પીવાને સારૂ કાંઇ ભેગું કરી રાખતી નથી. એ બન્નેવ તો પોતાનું જે કાંઇ હોય છે તે બીજાંની સેવામાં અર્પણ કરતાં હોવાથી બન્નેવને લોકો પુંજે છે. સાધુ પુરૂષો બીજાંનાં કલ્યાણ ઇચ્છિને સેવા સારૂ શરીર ઘસી ઘસીને પોતાને કષ્ટ આપે છે. પરંતુ એ સઘળાંનો "પારકાનું ભલું કરવાનો સેવા ધર્મ" હોવાથી તેઓ લોકોનો પ્રેમ ને પુજા મેળવે છે, તેજ માફક હે પુત્રી! તને ગેરલાભ થતો હોય ને બીજાંને લાભ થતો હોય તો ભલે, એ દેવતાઇ સ્વભાવ ચાલુ રાખજે. પોતાને લાભ કીધા પછી પારકાંનું કલ્યાણ કરવું એ તો મનુષ્ય સ્વભાવ છે, તે પણ ચાલુ રાખશે તો ઠીકજ છે; પરંતુ બીજાંનુ અકલ્યાણ કરી પોતાનું કલ્યાણ ઇચ્છવાનો જાનવરી સ્વભાવ નહીં રાખીશ દીકરી. વળી તને પોતાને પણ ગેરલાભ કરીને બીજાંનો ગેરલાભ સાધવાનો શેતાનના જેવો સ્વભાવ તો તને ડૂબાડયા વિના રહેશેજ નહીં. આ મનુષ્ય લોકમાં તો, ડ્રાઇડન કવિરાજ કહે છે તેમ, તને આસ-પાસ દ્રષ્ટિ કરતાં જણાશે કે, મનુષ્યોનો બહુજ થોડો ભાગ પોતાનું કલ્યાણ

અકલ્યાણ સમજી શકે છે, અને કદાચિત સમજે છે તો કલ્યાણકારી ધર્મ બજાવી શકતો નથી. બેટી સેવા ધર્મ ઉપ્રાંત મર્યાદા, લાજ, શરમ, વિવેક, અને મલાજો રાખવામાં આખાં સાસરિયાંમાં તું પહેલે નંબરે રહેવાની કોશેશ કરજે. સાસુ સસરાના અંકુશમાં રહેતાં શરમાતી રખે. ગમે એવી તું શિખેલી ડાહી દીકરી છે, પણ મર્યાદા વગર તું કોડીને કામની નહીં થશે. જેમ સૉ રૂપીઆની હાંલ્લી, ને મીઠાં વગરની ખાંડી, તેમ ગમે એવી રૂપાળી પણ મર્જાદા વગર તું નકામી થઇ પડીશ.

"ગજેંદ્ર વશ અંકુશ તણે, નારી છે વશ શર્મ;
અર્ણવ છે મરજાદ વશ, રાજા છે વશ ધર્મ."

નિર્લજ, અમર્યાદ, નિરંકુશ ને છટેલ વહુને વિજોગનું મહા દુઃખ વહેલું વળગે છે બેટી. સર્વ મણિ માત્રનો શિરોમણિ જે ચિંતામણિ છે, જેના સમાન કોઇપણ ચઢતું રત્ન છેજ નહીં. તેમજ એક સ્રીને સર્વ દુઃખો કરતાં ધણીના વિરહરૂપ અગ્નિનું તો નહીં ખમાય એવું દુઃસહ દુઃખજ મોટું છે. સઘળાં દુઃખોથી તેજ દુઃખ ચઢતું છે, ને સર્વ કષ્ટોનું ઘર પણ તેજ છે. માટે લજ્જાને લઇને પતિની ગેરહાજરીમાં તારે કોઇપણ પર પુરૂષનો વિચાર ન લાવતાં મર્યાદા રાખીને તેનાથી દુર ને દુરજ રહેજે. જા દીકરી, આજે સાસરે જવાને ઘણું મોડું થઈ ગયું છે, ને મ્હારે તો હજી ઘણું ઘણું કહેવું છે, તે વળી બીજીવાર મળવા આવશે ત્યારે વાત કરીશ દીકરી.



## શિક્ષણ ૮ મું.

"There is bliss beyond all that the minstrel has told
When two that are link'd in that heavenly tie,
With heart never changing, and brow never cold,
Love on through all ills, and love on till they die!"

*T. Moore.*

### મ્હારી વ્હાલી બેટી !

તું ત્હારા ધણી સાથે નેકાના ગાંઠથી એવી રીતે બંધાઇ છે, કે તમે બેઉ મળીને એકરૂપ થઇ ચુકયાં છો; માટે ત્હારે સત્સંગ પકડવો અવશ્યનો છે. તું જેવી સોબત રાખીશ એવું ત્હારૂં વર્તન થશે. જે સહિમિત્તિમાં તું ભેળાય તેણીઓ વિષે તું સારી ચાલ ચલણની ખાત્રી કરે તોજ ભેળાજે. નઠારી ને દુષ્ટ ચાલની છોડીઓ

સાથે ત્હારો સંબંધ હોવો ન જોઇએ. સિંહણ અને હાથણ ભેળાં રમેજ કેમ ? ઉંદર ને બિલાડીને દોસ્તી હોયજ કયાંથી ? બકરી હોય તે વાઘણની સોડે ઉંઘેજ કેમ ? સાંપ ને ગરૂડ સાથે ભોજન કરતાં કોણે દીઠાં છે ? ઘી અને અગ્નિ એક ઘડી પણ સાથે હસ્યાં નથી. કોયલ અને કાગડાનો જોગ કયાંથી મળે ? પાડ પાડોશને સારાં સમજી ત્યાં જઈ જઇને બેસવાથી સાસરાંમાં વસવસો પેદા થાય છે. તું તો તે પાડોશીઓને હમણા હમણા ઓળખે છે, પરંતુ સાસરિયાંએ તો સારો ભવ તેમની રાહરીતિ અનુભવેલી હોવાથી જરા પણ કચાશ થયા વિના રહ્યા ના હોય. એટલે તું તો જીઆઇજીમાયની આગળ જઇ નિર્દોષ ગુસગુસ કરતી હશે, તોએ સાસરિયાંનાં પેટમાં તો કુતરાં ભરાતાં હશે. માટે બહારના દેખાવ ઉપરથી કોઇ ઠેકાણાને એકદમ ભલું માનીશ નહીં. એમ્બોઇસે નામનું ફ્રાન્સનું સુંદર સ્વર્ગ લેખાતું મથક રૂપાળું લાગે છે ખરૂં, પરંતુ ત્યાંજ અનીતિનાં સર્વે પ્રકારનાં કામો થાય છે. દીકરી ત્હારે તલવારની ધાર ઉપર રહેવાનું છે. નીતિના માર્ગ ઉપરથી લગાર પણ નહીં ખિસાય એવું ત્હારૂં વર્તન રાખવાનું છે. વળી સામાના વર્તનની કસોટિ કરવાના પ્રસંગે બહુ કઠણ નહીં થતાં છુટછાટથી ત્હારે કામ લેવાનું છે. એટલા વાસ્તે સાસરાંના પહેલા દહાડાઓમાં તો જાણે તને જીભ હોયજ નહીં તેમ ઓછું બોલવાનું રાખવાનું છે. ફીરદુશીની નશિયત છે કે;

ઝે દાનેશ ચુ જાને તુરા માઇએ નીસ્ત;
બેહ અઝ ખામુશી હીચ પીરાઇએ નીસ્ત.

દીકરી ! આવું આવું મુશકેલ વર્તન ચલાવવાને ત્હારામાં ડહાપણનો ભંડાર ભરેલો ન હોય ત્યારે તું એટલુંજ કરજે, કે ખામુશી પકડી બનતાં સુધી અબોલી રહેજે. સાસરે સિધારતી દીકરીનો શ્રેષ્ટ સંગાર ચુપકીદીજ છે. કીથ ખાંદાનની છોડીઓ સાસરે આવીને એજ વ્રત લે છે કે; "હું બન્ને વાત કરૂં છું. બોલું પણ છું ને મોઢું બંધ પણ રાખી જાણું છું." A place for everything, and everything in its place. A season for everything and everything in season. લાયક જગાએ લાયક કરવું, ને વખત જોઇને વાત કરવી, એ મુદ્રા ત્હારાં મગજમાં ઠસાવજે. સ્ત્રીએ તો બાળ્યાવસ્થામાં પિતાના, જુવાનીમાં પોતાના ધણીના, અને ઘડપણે પોતાનાં સાસરિયાંના વશમાં રહી તાબે રહેવું; કદિએ સ્વતંત્ર રહેવું નહીં. ધણી, પિતાજી, અને પુત્રથી ઉપલા ત્રણે કાળમાં કદીએ જુદાં રહેવાની ઇચ્છા પણ કરવી નહીં. દીકરી ! તું જુદી એલાહિદી રહે તો પિતાના કુળને અને પતિના ખાંદાનને તું નિંદાવ્યા વિના રહેશે નહીં. ગમે એવાં વિશ્વાસુ માણસો તને સાચવતાં હશે તોએ તું સ્ત્રી થઇ એટલે અરક્ષિતજ છે. જે સ્ત્રી પોતેજ પોતાનું રક્ષણ કરે છે તેજ સુરક્ષિત છે એમ જાણવું. કાળિદાસે એક ઠેકાણે કહ્યું છે કે;

ધારેલી સિદ્ધિ મેળવવાનો દ્રઢ નિશ્ચય, નીચે જતું પાણી, અને જોબનવંતી નાર એ ત્રણેવની ગતિ રોકવાને કોઇજ સમર્થ નથી. માટે મુકતાનંદે એક ગરબી જોડી છે તે તું રોજ ગાયા કરજે.

"સતિ સેવે છે પતિને એવી રીતે રે,
ધરે ઉરમાં હરીને અતિ પ્રીતે રે!
દેહ પોતાનો ને પારકો છે જેહ રે,
સતિ નર્ક સમાન ગણે તેહ રે!
ભજે કમળા પતિને કરી પ્રીત રે,
જાણી અતિશે ઉત્તમ રસ રીત રે;
સતિ સેવે છે પતિને ગ્રહી લાજ રે,
તે તો કૃષ્ણને રીઝાડવાને કાજ રે!
પતિ પરણી લાવે જો અન્ય નાર રે,
સતિ ન કરે શોક લગાર રે;
સામુ રાજી રહે થાય તેની દાસી રે,
ભજે અંતરે અખંડ અવિનાશી રે!
એવી ઉત્તમ સતી જે જગ માંહી રે,
અતિ દુર્લભ ખોળી ન જડે કયાંઇ રે;
મુકતાનંદ કહે પતિવ્રતા સોય રે,
પાપ દ્રષ્ટિયે ન દેખી શકે કોય રે!"

નઠારી સોબત રાખશે તો અવગુણની ઇચ્છા થશે ને ત્હારી અક્કલ કમી થશે. ત્હારામાં ભલું ભુંડું પિછાનવાની શકિત નહીં કહેવાશે. વિષય વાસનામાં રહ્યાથી જેમ દારૂડિયો શરીરે ને મગજે નબળો પડી જાય છે, તેમ તું નબળી થઇ જઈશ. દુષ્ટ બુદ્ધિ રાખેથી ત્હારી ઉંચી જાતની શકિતઓ નાશ થશે. આમ થયાથી તું વઢકણી ને વહેમી બનીશ. તું જો નઠારી કંપની ને નબળી સોબત રાખીશ તો જનાવર જેવી રીતભાત ઉપર ઉતરી પડીશ. તું એકલી એકલી પોતાનું સાસરૂં શોભાવ્યા કરીશ ત્યારે નિંદામાં તો આવશે, પરંતુ લોહીનો ગોટ ગળીને સંધું સહન કરજે.

Grow not dishearten 'tis the lot
Of all women, whether good or not
Live it down.

કહેવાથી તો પશુઓ પણ સમજે છે. હુકમ કીધાથી તો ઘોડા કે હાથી પણ વશમાં રહે છે. પરંતુ માત્ર ઇસારાથી મ્હારા મનના ભાવ તું સમજી જશે

તોજ ત્હારી બુદ્ધિનું ફળ કહેવાશે. બેટી! તું સહિયારૂં બાંધે તે અગાઉ ત્હારી સહી સાથે બાર શેર લૂણ ખાવા જેટલો વખત લેજે. સહી પસંદ કરે તે ધીમી પડીને ધીરે ધીરે પસંદ કરજે. નહિં મામા કરતાં કાના મામા સારો એમ સમજીને ઉતાવળે સંગત કરીશ નહીં. અક્કલ વગરની ને આપ સ્વાર્થિ નીમકહરામ ટોળીવાળીઓ અતિશય દુઃખ દેનારી થઈ પડે છે. તેમના ઇતરાટ ને ટચાકીમાં તું તણાઇ મરશે; માટે એવી તેવીઓને દુરથીજ નમસ્કાર કરજે.

"કાકાજી!" બેટી બોલી; "તમે તો ૧૯ મી સદીના અસલી વિચારના છો, ને અમે તો વીસમી સદીમાં પેદા પડયાં છિયે. જોવની; પાસેનાં આઇમાયની છોકરીઓને હારમોનિયમ શિખવવા જુદો માસ્ટર આવે છે; અંગ્રેજી શિખવવા વળી જુદોજ શિક્ષક આવે છે; ને તમે તો મને એવું કંઈ શિખવતા નથી. આઇમાય કરતાં તો આપણે લોક મોટાલોક કહેવાઇએ, ને તમે ગરીબ ગરીબ કહીને અમને સાદાં માદાં ફેરવો છો તે હમે કેથે પોષાતાં નથી. તમે તે દહાડે બપઈમાયને પણ અમથી રડાવી!" અરેરે! દીકરી! બપઇમાયની વાત કહું તે સાંભળ. આપણે ગામ બહાર રહેતાં હોવાથી જ્યારે હમકારાને દહાડે હું આતશબહેરામ જાઉં, ત્યારે બપઇમાય નિશાળે જતાં મ્હારી સાથે આવતી; કેમકે ગામમાં જવાનો રસ્તો ન્હાની બાપુને ભયાનક લાગતો. પણ વારંવાર એવું બનતું, કે કાંગાવાડ જેવો વસ્તીનો મોહલ્લો જેવો આવવા લાગતો, કે બાપુમાય મ્હારાથી ઘણી પાછળ પાછળ ચાલે. વારંવાર કહું કે; "બપઈ ચાલની! બપઇ ચાલની!" ત્યારે તે કહેતી, કે "કાકાજી, તમે ચાલ્યા કરો, હવે તો હું ધીમે ધીમે નિશાળે જઇશ!" વારંવાર આમ થતું જોઈને એક દહાડે આમ પાછળ પડી જવાનું કારણ પુછતાં બપઇ શરમાઇને બોલી; "જોવની કાકાજી! તમે લાલ ઇજાર, ને ભાચા જેવી ચુરની ડગલી, ને ચાંચના જોડા પહેરીને મ્હારી સાથે ચાલોચ તેથી સ્કુલમાં મ્હારી સહીઓ મ્હારી મશકેરી કરેચ; કે 'ત્હારા કાકાજી એવા કેવા ઓલ્યા ગપાટ જેવા! એવા અસલી ગમાર જેવા કાકાજીની તું દીકરી કે?' એમ મ્હારી સહીઓ મને લજવાવેચ તેથી તમારી સાથે વસ્તીમાં ચાલતાં મને લાજ આવેચ ને મને તમારાથી ઘણી શરમ લાગેચ!" દીકરી! આ તને ખરો બનેલો બનાવ આજની ચીચકળીઓના ઇતરાટ વીશે કહી દઉં છું. પછી એવું એક દિવસે બન્યું, કે પપેટીને માટે બપઇમાયની પુઇજીઓએ હેત કરીને નવી ફેશનનો કિંમતી કટ બ્લાઉઝ પહેરાવ્યો હતો. આતશબહેરામથી પાછાં ફરતાં આપણી બપઈમાય મ્હારી જોડે આપણે ઘેર આવવા નિકળી. કાંગાવાડમાં તો તેણી મ્હારેથી અળગી અળગી ચાલી, પણ કહારવાડ છોડીને ઉજડ રસ્તો આવ્યો, કે લાગલી

તે મ્હારી પાંખડી પકડવા આવી ! આ દાવ આવેલો જોઇને મેં તેણીને તુચ્છકારીને હડકાટી કાઢી કહ્યું:–"તું મ્હારી સાથે ના ચાલતી ! મને ખરાબ લાગશે. મને લાજ લાગશે. કેમકે હવે આપણા જડજ સાહેબનો બંગલો આવ્યો. જડજ સાહેબ તને મ્હારી સાથે ચાલતી જોઇ, તને મ્હારી દીકરી સમજીને વિચાર બાંધશે, કે દેસાઈ આવા જુના વિચારના ખાનદાની થઇને, ફેશનની ફિસિયા-રીઓને ભાષણોમાં વખોડનારા થઇને, પોતાનીજ દીકરીને આવો કબુતરાંના જેવો બાજંદાં લોકો પહેરે તેવો પોશાક કાં પહેરાવતા હશે ! માટે હવે મને ત્હારી સાથે ચાલતાં નીચું જોવું પડે; દુર જા ! મ્હારી પાંખડી ખબરદાર પકડીશ નહીં !" બપઇમાય આખે રસ્તે રડતી રડતી બિતી બિતી ચાલી, ને પેલો નવો શિવાડેલો કટ બ્લાઉઝ કબટવાસ થયો તે આજ લગણ તેણી તે પહેરતી નથી. દીકરી !

"પેસરે નુહ બા બદાં બેનીશસ્ત;
ખાનદાને નબુઅતશ ગુમ શુદ.
સગે અસહાબે કેહેફ રૂઝી ચંદ;
પએ નીકાં ગીરફતો મરદુમ શુદ."

નબી નુહનો બેટો નઠારી સંગતમાં જઇ બેઠાથી તે નઠારાં લોકોનીજ રાહ રસમ શિખ્યો, જેથી તેના બાપદાદાઓનું પેગંબરી ખાંદાંન નષ્ટ થયું. અને અશહાબે કેહેફ એટલે પર્વતની ગુફાઓમાં રહેતા સાધુસંતો, જેઓ ઈશ્વરનું સ્મરણ કરી રહ્યા હતા, તેમના એક કુતરા વીશે કેહતી ચાલે છે, કે તે કુતરો ઘણાક દિવસો સૂધી તે ફકીર ફુકરાઓની સોબતમાં રહ્યો, તો એક ભલાં મનુષ્ય જેવો બની ગયો હતો ! માટે દીકરી, તું ફેશનની ફિસિયારીવાળાંઓનું જોઇને મ્હારી પાસે એવાં નાશકારક કૌતકો ના કરાવતી. તમે સ્ત્રી જાતિનો સ્વભાવજ સદા ઘરેણાં ને કપડાં ચપડાંના પ્રેમમાં હોય છે. બેઅકલી છોડીઓ ઘરેણાંગાંઠાં અને વસ્ત્રવાગાના અલંકારો માટે એટલી બધી દિવાની બની જાય છે, કે તે મેળવવા થકીજ પોતાના ધણી, સાસુ સસરા, કે માયબાપ સાથે કંકાસ કરવામાં ઉદ્ધત બની જાય છે. પોતાની સહિમિત્તિઓની ટોળીમાં સર્વથી સુંદર ઘરેણાં ને અલંકારનાં આભુષણો પહેરનારી ગણાવવામાં માન ને મોટાઇ સમજે છે. પોતે સઉ કરતાં વધારે સંપતિવાળાંની દીકરી છે એવી વ્યર્થ અભિલાષામાં તણાઇને માટીડાને પસે પૈસે ખુવાર કરતાં પણ તેણીને દયા આવતી નથી; ને છેવટે કરજદાર ધણી અપઘાત કરીને મરે છે ત્યારે તેવી બેઅકલી બાઇઓ સદાની દુઃખમાં પડે છે. હા; ઘરેણાં કે વસ્ત્રવાગા થોડા ઘણા હોય તો ઠીક, પણ પોતાના પતિની રાહ જોવા કરતાં

કાપડિયા ને ઝવેરીઓની રાહ જોતી બેઠેલી સ્ત્રી પોતાના સંસારનું નખ્ખોદ વાળ્યા વગર રહેતી નથી. અશીશવંઘ યશ્તમાં કેવી સ્ત્રીની ઇચ્છા કરી છે તે સાંભળ.

"અએષામ્ વન્તાઓંઘહો બાત મઇન્યાઓંઘહો ગાતુશ પઇતિ આઓંઘહેન્તિ,
ચોઇ સ્તોર બરેજિશ-હવન્તો મેરેઝયુમ્નાઓ અંકુ-પએસેમ્નાઓ.
ફ્રા-ગઓષાવર સિસ્પિમ્ન ચથ્ર-કરન મિનુચ ઝરન્યો-પએસ.
કધનો અવિ આજસાત્ ન્માનો-પઇતિશ, કધ ષાઇતિ પઇતિષામ્.
ક્ર્યા પઇતિ તન્વિ, ચોઇ હચહિ, અષિશ વંઘઉહિ !
ઉશ્ત બા યિમ્ હચહિ, ઉતમાંમ્ ઉપંઘ્હચહિ, વોઉરૂ-સરેઘ અમવઇતિ !"

હે અરશીશંઘ માતા ! જ્યાં જ્યાં ત્હારાં પનોતાં પગલાં જેમને ત્યાં જાય છે ત્યાં ત્યાં તેમની પ્યારી વ્હાલીઓ સુંદર તકિયા સાથનાં બિછાના ઉપર પોતાના પ્યારા ખાવીંદની રાહ જોતી બેઠી છે. નાહી ધોઇને સુશોભિત થએલી, હાથની પહોંચીથી સાદી શંગરાયલી, ચાર ખુણ્યાંવાળી ઝુળતી ઝળકતી કાનની બાળી સાથની, સદ્ગુણની સોનેરી કંઠમાળ પહેરેલી, કાગને ડોળે બસ પોતાના પતિનીજ રાહ જોતી; કે મ્હારો વ્હાલો સ્વામી કયારે આવશે ! કયારે મ્હારો પ્રિય કાંત પોતાની મરજીનું સુખ મ્હારા થકી જોશે ! બેટી ! આવે સારે માર્ગે ચાલતાં ખોટી લાલચો આવીને સુખો આપવાને તને બહુ બહુ લલચાવશે, પરંતુ ત્હારા જેવી શાણી છોડીએ ડાહી ને શૂરવીર રહી તે ચળકતી ચાઇચાઇઓની સમજાવટથી લલચાવું નહીં. થોડા વખતનાં સુખો સારૂ લાંબો કાળ પહોંચે એવાં દુઃખો માગીશ મા. પરંતુ લાંબો વખ્તનાં સુખો સારૂ તાત્કાળિક દુઃખો વેઠવાં પડે તો બેલાશક વેઠી લેજે. તેમ કરતાં લોકો ત્હારી બદગોઇ કરે તો તેની પરવા કરીશ મા. સાદાઇમાંજ સમાઇ છે સચ્ચાઇ.

"Should envious tongues some malice frame,
To soil and tarnish your good name,
—*Live it down !*"

ત્હારે લોકની તરફ જોવાનું નથી. ઝાડોમાં વસનારી વનદેવીઓ ને પરીઓ ઝાડ જીવે ત્યાં સુધીજ જીવે છે, ને ઝાડ મરે કે તેની સાથેજ પોતાનો વૈભવ તજી દે છે, તેમ ત્હારે ત્હારા પતિ સાથેજ પ્રીતિ રાખવી. ગરીબ ગણાવાની શરમ તો માણસોને પરતંત્ર બનાવી દે છે. ગરીબ ગણાવાની લજ્જાને લઇને ઘણી સ્ત્રીઓ પોતાની ગરીબીને, ઉપર ટપકે ટાપટીપ કરીને, ઢાંક પિછોડો કરવાની

હુલડાઇ કરે છે; અને એવું મિથ્યાભિમાન રાખવા જતાં કલ્પિત જરૂરિયાતોના, ખોટા ખરચોના, અને અભિમાનના ગર્વની ગુરરાખીમાં માંદગી અને દુઃખદર્દનાં ભોગ થઈ પડે છે. ગરીબ હોયાની શરમ છુપાવવા, ને જાડી કમ્મરને પાતળી દેખાડવાના વહેંજામાં તેઓ તંદોરસ્તીથી ખુવાર થાય છે. The more a woman's waist is shaped like an hour-glass, the sooner will the sands of life turn out. સુંદર પોશાક એ કાંઇ લાયકાત નથી. સુંદર ઘરેણાં એ કાંઈ સદ્વર્તન નથી. જેઓને તેનો અભખરો હોય તેઓજ તેમની વખાણ કરશે, પણ ડાહ્યાં લોકો તો તેના ગુણનીજ ગણત્રિ કરશે. સર ક્રીસ્ટોફર હેટનનો માત્ર ડાન્સ સુંદર લાગવાથીજ તે રાણી એલીઝાબેઠની મહેરબાની મેળવવા પામ્યો હતો. કાંઇ આવડ નો'તી તે છતાં એકજ ભપકાને લીધે તેને ચાન્સેલર વટીક બનાવવામાં આવ્યો હતો! એટલુંજ નહીં; પણ નાઇટ ઓફ ધી ગાર્ટરનું મહાન પદ તેની નાચવાની સુંદરતાને માટે આપવામાં આવ્યું હતું! પરંતુ લોકો તેને કેમ ઓળખતાં? "**નાચનાર ચાન્સેલર**" તરીકે ઓળખીને તેની મજાક કરતાં હતાં. દીકરી! ઉત્તમ હીરાઓ ગોલ્કોંડાની ખાણમાં પાકયા છે ને પાકે છે, પરંતુ જે કોઈ તે પહેરે છે તેને એક પણ કમનસીબી આવ્યા વગર રહી નથી. નીબેલન્જી-અનનું સોનું ઘણું ઉત્તમ ગણાય છે, પરંતુ જે ધણી પાસે એ સોનું આવ્યું છે તેમના ઉપર કમનસીબી ઉતર્યા વિના રહી નથી. દુધ જોકે અમૃત કહેવાય છે તોપણ પાંચ મણ દુધ હોય તોએ ખરાં અમૃતનાં એક ટીપાં બરોબર પણ ના થઇ શકે. તેમજ ખોટી ચલક ભલક ઘણી હોય તોપણ તે સારી નહીં, અને ખરી સાચી સુંદરતા થોડી હોય તોપણ તેજ સારી. થોડી સુંદરતાની આગળ કૃત્રિમ ધારણ કરેલી અલંકારિક સુંદરતા તુચ્છ છે. માટે તું સદાચરણી, સતી, ને પતિવ્રતા રહે તેજ હું તો કોહીનૂર કે કોકિયાનના હિરાઓના હાર કરતાં શ્રેષ્ટ સમજીશ. તું દુષ્ટ ભાર્યા નિવડે તો મ્હારૂં મોત સમજીશ. વહેમી ને વશીકરણ શોધનારી તું ના થઇશ બેટી.

जलोदरसमायुक्ता : श्वित्रिण : पलितास्तथा।
अपूमांस : कृता : स्त्रीभिर्जडन्ध : बधिरास्तथा ॥

વહેમી વશીકરણ કરનારી નઠારી દુષ્ટ વહુઓ પોતાના પતિઓને જલોદરી, કોઢિયા, ઘરડા, નપુંસક, જડ, આંધળા ને બહેરા કરી મૂકે છે. પોતાના ખાવીંદને દુઃખી દર્દી કરવાનું બીજું કાંઈ કામણ ટુમણ નથી; બીજું કાઈ વશીકરણ નથી. ખરાબ સ્ત્રીની ખરાબ ચાલ એજ તેને ખુવાર ને પાયમાલ કરવાનું વશીકરણ છે; ઘણી સ્ત્રીઓ પોતાના ખાવીંદને કેવી રીતે વશ કરવો તે સમજતી નથી. પોતાના સ્વામીને વશ કરવા સારૂ ઘણી ઓરતો ચિઠ્ઠી દોરા, મંત્રજંત્ર, અને ધૂતમ ધાતમ

કરી બ્રાહ્મણ કે જોશી સેવડા અને ધૂતારા ઠગ લોકોના પંજામાં સપડાઇ જઇ વહેમોની જાળમાં ફસે છે, અને ખોટે માર્ગે પૈસા ઉડાવી દે છે. પોતાની, પોતાના ધણીની, અને ખાનદાનની ફજેતી કરાવી ઇજ્જત ગુમાવી આબ્રુને ઝાંખ લગાડે છે, અને તેમ કરીને પોતાનાં પતિવ્રતાપણા માટે લોકોની નજરમાં ધિક્કાર ઉત્પન્ન કરે છે. એવી ડાકણ જેવી દિકરી તું ના નિવડીશ બેટા. આવા વહેમોનું પરિણામ ત્હારાં દુઃખોમાંજ આવશે. આવું આવું કીધાથી માટીનું મન ચડેલ થઇ તેની તંદુરસ્તી બગડે છે. તેના શરીર ઉપર અસર થાય છે. તે થોડા વખ્તમાં ગાંડો ઘેલો પણ થઇ જાય છે. તેની પ્રીતિ પણ પોતાની ધણિયાણી ઉપરથી ઉતરી જાય છે. આવી દુષ્ટાઓથી ઘણા ઘણા સંસાર સિહા થઇ પડે છે. માટે

"વ્હાલો વશ વર્તાવવા જો ઇચ્છા મન માંય;
પતિ કહે પ્રેમે કરો, કરી આધીન નીજ કાય."

દીકરી! **મન** અને **પારો** એ બન્ને મહા ચપળ છે. ઘણીએક જડી બુટ્ટી અને વનસ્પતિઓ વડે **પારાને** બાંધે છે, પણ બંધાતો નથી. તેમજ **મનને** પણ ઘણીએ જતન કર્યે, ઘણીએ તજવીજો લગાવ્યે તોએ **મન** રોકાતું નથી. મગર પારામાં સહેજ ગંધક મર્દીને મેળવ્યા પછી પારો જેમ ચળવા પામતો નથી, તેમજ પ્રેમમાં મન પણ મેળવ્યા પછી તે મન પણ સ્થિર થઇ જાય છે. હે પ્રેમ! સર્વ વસ્તુમાં તુંજ ઘણો મોઘો છે. હે પ્રેમ! તું ઘણો મોઘો હોવાથીજ ઘણો ઉત્તમ દિસે છે. હે પ્રેમ! વિપત્તિઓમાં પણ ત્હારોજ દિલાસો મધુર હોય છે. હે પ્રેમ! સંપત્તિ ને સુખના વખતમાં ત્હારીજ સલાહ ઘણી આવકારદાયક છે. હે પ્રેમ! પારામાં ગંધક તેમ ત્હારામાં મનનો મેલાપ ને મનનું મિશ્રણ થાય તો સાસરે શોભતી વહુને આખા જન્મારાનું સુખ થાય.

મનરસ ગંધક મિલ્યોં, ચપલ અચલતા પાય;
ઔર જતન બહુ બુટ્ટિ તેં, જ્યોં કણુ ગહ્યો ન જાય

(દયારામ.)

શિવણ કામમાં ઘણીજ નામાંકિત થએલી દરજણ ઍરાચનીએ પોતાની હરીફ શિવણ કામ કરનારી દરજણને વશીકરણ કરી મૂઠ મરાવવા જતાં હરીફને તો કાંઇ થયું નહિ, પણ એરાચની વહેસી થઇ વહેમે વહેમે વાહિયાત બનીને ફાંસો ખાઇ છેવટે પોતાનો પ્રાણ તેણીનેજ ખોવો પડયો હતો. કહે છે, કે ઢોરોને ગાંડપણ તેમનાં શિંગડાંમાંથી લાગે છે. તેમજ સ્ત્રીને માથે શિંગડાં લઇ ફરવાથી તામસી સ્વભાવ ઉત્પન્ન થાય છે, તે પછી ધૂતમ ધાતમના વહેમો પેદા થઈ તેને

પણ ગાંડપણ લાગુ પડે છે. ત્રેબીઝોંડના ફુલો મધમાખોને બહુજ પ્રીય છે, પરંતુ તે ફુલોનું જે મધ બને છે તે જો કોઇ માણસના ખાધામાં આવે તો તે ગાંડો વહેલી થઇ જાય છે. એટલા માટે ધૂતારાઓ વશીકરણ માગવા આવતી સ્ત્રીઓને તે મધ આપે છે, ને તે બેઅકલી બાઇઓ પોતાના પતિને વશ કરવા સારૂ તે મધ ખાણામાં ખવાડે છે, ને પછી સદાબડી ધણીનું સુખ ખોઇ બેસે છે. તોફાની નામની સ્ત્રીએ એવાં વશીકરણ બનાવ્યાથી ૬૦૦ ધણીઓના પ્રાણ ગયા હતા! કોરીન્થમાં એક બાઇ નામે લેઇસ અતિ રૂપાળી ને અતિ ખુબસુરત સુંદરા હતી; જ્યારે તેણીથી બહુ ખુબસુરત સ્ત્રી તેનીજ નામરાસી લાઇસ કરીને હતી. તેણી ઉપરની અદેખાઇને લીધે વશીકરણ અજમાવવા સારૂ તેણી ધૂતારાઓમાં પૈસે પૈસે ખુવાર થઇ ગઇ. છેવટે એક બાવટા ધૂતારાએ એક વશીકરણ સુઝાડયું, ને તે એ હતું કે, લેઇસે લાઇસને થોડા પથરા મારવા! પથરા મારતાં મારતાં લાઇસ બાપડી મરી ગઈ, ને લેઇસનો નઠારો અંત આવ્યો. મ્હારી શાણી દીકરી! બ્રાહ્મણ સેવડા ને જોશી ધૂતારાને ત્હારાં સાસરાંનો ઉંબર પણ ઓળંગવા દઈશ ના. એ વહેમ વશીકરણ ખોટાં છે.

> "ઢોંગી ધૂતારવા બાવટા જોગટા,
> યુકિતથી અભણ નારી ફસાવે;
> ઢોંગ ઝાઝા કરી વ્હેમ હૃદયે ભરી,
> દ્રવ્ય હરવા અભણ પાસ ફાવે."

દરેક ઓરત સુંદર કે ખુબસુરત હોવાને બંધાએલી નથી. મગર પતિવ્રતા, શિલ સાચવનારી અને નીતિવાન થવાને દરેક સ્ત્રી બંધાએલી છે. મ્હારી વ્હાલી બેટી! તું રૂપાળી કે શિખેલી વહુ કહેવાય તેના કરતાં પણ તું પતિવ્રતા કહેવાશે તો હું ઘણો મગ્ન રહીશ. ત્હારા ધણીજી ઉપર ત્હારો અખંડિત ભાવ રહેવો જોઇએ. પતિવ્રત એજ ત્હારો ઉત્તમ અલંકાર છે. તરેહવાર કલ્પિત નૉવેલો વાંચવા કરતાં સંસારમાં સમાય એવાં પુસ્તકો વાંચવામાંજ ફુરસદનો વખત ગાળજે. તે ઉપરથી ત્હારાં રચેલાં માનસિક સુખપ્રદ ચિત્રના વિચારોમાંજ તું મગ્ન રહેજે. એક દિવસે ભોજ રાજા બેઠેલા હતા દરબારમાં; ત્યાં તેણે કેટલીક કાચી ને કેટલીક પાકી વટિકા પડેલી દીઠી. કેટલીક કાચી ને કેટલીક પાકી વટિકા હોવાનું કારણ પંડિતોને પુછયું. પંડિતો કહે; "જે સ્ત્રી જોબનવંતી અને આશાવાળી છે, જેણી અનંગ રંગ ગ્રંથ ને કામશાસ્ત્ર વાંચનારી છે, જેથી તેણી ચુલા પાસે ઠરીને બેઠી નથી, અને વારંવાર એવા વિષય ઉશકેરનારા ગ્રંથો વાંચવાની તલબથી, તથા વારંવાર બારણે નિકળી માર્ગે જતા આવતા છેલ છબીલાઓને જોયા

કરવા જયા કરતી હોવાથી તેણીને હાથે આ વડીઓમાંની કોઇ કાચી રહી ગઇ છે, ને કોઇ બરાબર પાકી રંધાઈ છે!" માટે, બેટી તું દિલ ઉશકેરનારાં ને હવસી નાવેલો વાંચીશ નહીં. તેથી તું ત્હારી જાતને નકામી ખરાબ કરીશ. "The girl whose ideal heroine is found in cheap novels should never marry," એવું શિક્ષણ અમે નિશાળિયા હતા ત્યારે અમારા શિક્ષાગુરૂએ અમને શિખવ્યું હતું. બેટી! પુરસદ મળે ત્યારે પતિનો સાસરો વાસરો કરવામાંજ ત્હારો વખત ગાળજે. ત્હારૂં જેટલું દિલ ને જેટલું હેત ત્હારાં અમ માતપિતા પ્રત્યે હાલ છે તે સઘળું હેત ને સઘળી માયા પયરમાંથી વિણી વિંછીને ત્હારે સાસરેજ હવે લઇ જા; કેમકે હાથ પકડીને તેં ત્હારા પ્રિયતમને ઘંટીની પેઠે એકજ ફેરો ફેરવ્યો ત્યાં એક ક્ષણમાંજ, એક પળમાંજ માબાપ વગેરેના સ્નેહ તથા પ્રેમને પણ તેં દળી નાંખ્યા છે. મ્હારી વ્હાલી બેટી! આ સઘળું સાચવવા સારૂ મેં તને પહેલેથીજ કહ્યું તેમ ત્હારી સંગત સારી રાખજે. નઠારી સહી મિત્તિઓનું સહિયારૂં માંડીશ નહિ. સત્સંગ રાખજે દીકરા. કવિ કહે છે;

"પોપટ પેખ્યો પંડિત ઘેર,
વિનય વચન બોલે બહુ પેર;
રામ કૃષ્ણ કે ઉર ઉમંગ,
**સંગ પ્રમાણે પામે રંગ.**
પોપટ પાળ્યો જે ચંડાળ,
સહેજે શિખ્યો દેવા ગાળ;
દેખી એવું ન થાશો દંગ,
**સંગ પ્રમાણે પામે રંગ.**
પ્હેલો લે પરોણાની ભાળ,
બીજો બોલે ભુંડી ગાળ;
એક માતના બેઉ વિહંગ,
**સંગ પ્રમાણે પામે રંગ.**"



## શિક્ષણ ૯ મું.

“Yes! a world of comfort
Lies in that one word—*Wife*! After a bickering day
To come with jaded spirit home at night,
And find the cheerful fire, the sweet repast,
At which in dress of happy cheeks and eyes,
Love sits, and smiling, lightens all the board.”

—Knowles.

**મારી વ્હાલી બેટી !**

સાસરે શોભવા માટેના વિશેષ ગુણોમાં એટલું યાદ રાખજે, કે સાસરાની નબળી પાતળી હાલત ઉપર ત્હારે શુક્રાના કરવા જોઇશે. અડધી છોડીને આખી ખાવાની લાલચ બીજી ગમ વણાઇ જાય, પરંતુ કપાળે તલ ચોંટયો તે ચોંટયો, સાસરે તેમ ન થાય. બીજું એ તો મુખ્ય છે કે, સાસરે સમાવામાં ફુવડપણું તજવું જોઇએ. દાળ રોટી જે મળે તે ગનીમત, પણ ખાધાપીધામાં, પહેરવા ઓઢવામાં, બોલવા ચાલવામાં, ટુંકમાં દરેક વહેવારમાં તું ફુવડ રહીશ મા. સફાઇ, સુઘડાઇ, અને સ્વચ્છતાનો નિયમ એવો છે, કે તે બહારનો ગુણ હોવા છતાં સુઘડતા દેખીને લોકો આપણા માંહેલા ગુણો ઉપર પણ આંધળાં યકીનથી ઇતબાર રાખે છે. ફુવડપણું તે શું ? ફુવડપણાના ઘણા પ્રકાર છે. નજીશ સ્થાન, નજીશ વાપર, નિષેધ ગણાયેલાં કામો, રાચ રચીલાં સંબંધે ગંડીલાપણું, વાસણ કુસણ સંબંધે નજીશાટ, ખાધાપીધાનો અકળાટ, માથે છેડો મૂકીને ભટકવું, લજ્જા વગર દરેક વહેવાર રાખવો, એ સઘળાંને ફુવડપણું ગણેલું છે. ધણીની કે સાસુ સસરાની સ્થિતિ મહિરાં કે પિયર કરતાં નબળી પાતળી દેખીને લછકાટ કરી અચકો મચકો કરવો એ પણ ફુવડપણુંજ છે. શિયળનો ભંગ થાય એવાં આચરણ કરનારી વહુ પોતાને ફુવડ કહેવાડે છે. જરા જરામાં ક્રોધ કરી રિસાઇ જાય, પરવારતી બેઠી કે કુથલી ગામની, ને નિંદા ઠામેઠામની કરનારી પણ ફુવડ છે. જોશી શેવડા, ધુતમ ધાતમ, માનતા સુનતા, દોરા ચિઠ્ઠી ને માદળિયાં, સિન્દૂર લીબું ને ઝાંઝરિયાં, એ બધા ધંધા કરનારી ફુવડ કહેવાય. માટે રે દીકરી, ત્હારે સારાં માણસનો સત્સંગ સાધવો હોય તો તું ફુવડ ના રહેતી. ગંદીલી, નસુગ, નસંબંધી, ઍબલગામણી અને અસુઘડ નહિ રહેતાં સતી જેવી પવિત્ર રહેજો.

“નાર સતી જો મર્દકી, એ દુનિયામેં હોય;
બિન સંપત વાસો સુખી, દુજો ન જગમેં કોય.”

દારૂ પીવો, દુષ્ટ જનની સાથે સંબંધ રાખવો, પતિનો વિરહ કરવો, ભટકવું, અકાલે સયનમાં કે પારકાના ઘરમાં વાસો કરવો, કુટણી સાથે સહિયારૂં માંડવું, વશીકરણ કરવાને ધુતમ ધાતમ કરવું, અને માથે છેડો મુકીને લજ્જાહીન રહેવું એ નવ દોષ જો કોઈ પણ સ્ત્રીમાં હોય તો તે ફુવડ કહેવાય, સતી ના કહેવાય. શેખ સાહેબ કહી ગયા છે કે;

"હરગીઝ ઉરા બ દુસ્તી મ પસંદ;
કે રવદ જાએ નાપસંદીદેહ.
તેશનેરા દેલ ન ખાહદ આબે જલાલ;
નીમ ખુરદેહ દેહાંને ગંદીદેહ."

જે કોઇ નઠારી નજીશ જગોએ જાય તેને તું હારી સહી મિન્તિ કદિએ કરતી ના. ગંધાતાં મોઢાંનું ડુંચેલું ને અડધું વધેલું પાણી ભલેને અમૃત સરખું હોય, તોએ એક સુગાંત્રી ને સુઘડ, તરસી પ્યાસી સ્ત્રીના દિલને સુગ લગાડયા વિના નહીં રહે. "દીકરી! જરા જરામાં તું ખડખડ હસી શેનું પડે છે! જરા જરામાં દાંત કાઢયા કરનારી છોડી પણ ફુવડ ગણાય છે." "બાવાજી! હસું આવે તે કેમ રોકાય? બાવાજી, તમે સફાઇ સુઘડાઇ ને સ્વચ્છતા રખાવો છો, પણ એ તો શ્રીમંત લોકને ઘરનાં કામ. તે લોકોને ન કામ ન કાજ, તે દહાડામાં દસ વાર ફરનીચર લુંછયા કરે, નોકર ચાકર પાસે સ-તર વખત ઝાડઝુડ કરાવે ને કચરા વળાવે, એ તો પરવારતાં ને દોલતમંદોનાં કામ; મ્હને સવારથી સાંજ રાંધણી-માંથીજ ઉંચી ડોક કરવાની મળે નહીં તો એ બધાં કૌતકો કયાં કરતી બેસું? વળી તમે મને અમીર ઉમરાવને ત્યાંજ જાણે પરણાવી હોય એવી વાતો કરો છો બાવાજી, પણ મ્હારા વરજી ૬૦ કમાય ને સસરાજી ૭૦ કમાય તેમાં ઘેરબાર ચલાવે, કે ફરનીચર વસાવે? મ્હારે સાસરે તો આપણે ત્યાંના ફરનીચરનો ૧૬ મો ભાગ પણ ફરનીચર નથી, તો વળી અસલી પાંચ પંદર ખુરશી, ને ૫–૭ કબાટ, ને ૮–૧૦ પલંગ, ને ૫૦–૬૦ છબી, વગેરે વગેરે તેને વાંઝયું રોજ ને રોજ તે શું નુંછનાછ કર્યે! સાસરાંભી ઘચ મોટાં સાહુકારનાં અપાવ્યાં હોય તેવી મોટી મોટી વાતો ના કરો બાવા!"

અરેરે! આજની દુકતીઓને તો બસ લક્ષાપતિ સાસરાંજ જોઇએ છે! આટલાં બધાં ફરનીચર તો કાંઇ નાકમાં નથી! હે બેટી! તું ત્હારાં સાસરાંની જે હાલત છે તે ઉપર સંતોષ નહીં પકડીશ તો તું પતિવૃતા નહીં કહેવાઇશ. તું નબળાં પાતળાં સાસરાં ઉપર સબુરી રાખી નહીં રહીશ તો તું લોભે ઘેરાઇને પેલી ઘરખરીની માફક વાંદરી થવા પામીશ ને દુઃખી થઇશ. જે સ્થિતિમાં આપણે મુકાયાં હોઇએ તે સ્થિતિને ગનીમત ગણી જીવન ચલાવવું જોઇએ. ધંધોળિયા કઠિયારા ને ઘરખરી કઠિયારણની વાત કહું તે પ્રથમ સાંભળ. એ માટી બૈયરને પેટે

સુમતી નામનો દીકરો હતો. બન્ને વરવહુ જંગલમાંથી લાકડાં લાવીને વેચતાં, ને સુમતિ ન્હાનો હોવાથી ઢોર ચારીને થોડા પૈસા લાવતો. ત્રણેવનો ગુજારો સારો ચાલતો, ત્રણે તંદરોરસ્ત ને સુખી રહેતાં, કોઇ દહાડો માથું સરખુંએ દુઃખતું નો'તું. જે મળે તે ઉપર શુકરગુજારી કરીને આનંદથી સંસાર ચલાવતાં હતાં. ઇંદ્રને આ સુખી જોડાંની અદેખાઈ લાગ્યાથી પોતાના એક દુતને મોકલી તેમને ટપ્પે ચઢાવ્યાં. દુત છે તે વૈતાળ વેશે આવી પેલા ધંધોળિયાને કહેવા લાગ્યો:—"હે અનાથ! ત્હારી મ્હને બહુ દયા આવે છે, કે હાડકાં ચાલશે ત્યાં સૂધીજ તું કઠિયારાનો ધંધો કરશે, પણ વૃદ્ધ થઇશ ત્યારે શું કરીશ? માટે માંગ માંગ એક વરદાન માંગ, હું તને નિહાલ કરીશ!" ધંધોળિયો કહે; "મ્હારી પ્યારી ઘરખરીના માગ્યા વિના પહેલાં હું નહીં માગીશ. ઉંડાં જંગલમાં તે ગઇ છે. માટે પહેલાં તે વર માંગે ને પછી હું માંગીશ!" વૈતાળ તે જંગલમાં જઇ ઘરખરીને મળી કહેવા લાગ્યો; "ત્હારા પતિ ત્હારા ઉપર બહુ પ્રેમ રાખતા હોવાથી હું તેને માગ્યું સુખ આપવા ગયો તો પહેલાં તું માગે ત્યાર પછી પોતે માગવા કહે છે, માટે બોલ બોલ તું શું થવા માગે છે?" ઘરખરી કહે; "ત્રીવિક્રમ રાજાની રાણી મ્હને બનાવી દે!" આ કહેતાંની સાથેજ વૈતાળે પોતાના યોગ જોગ મંત્ર વડે તુરતજ તેણીને ત્રીવિક્રમની પદ્માવતિ રાણી બનાવી દીધી! પછી ધંધોળિયાને આવીને આ વાત કહી. "માંગ માંગ, હવે તું શું માગે છે?" ધંધોળિયો કપાળ કુટીને ફફડી ચટકીને બોલ્યો:—"મ્હારાં લગ્ન પ્રસંગે બામણાએ તેણીને કહ્યું હતું કે; સ્ત્રીએ છાયાની પેઠે સ્વામી સાથે વર્તવું. હિત કર્મમાં એની સખી થઇને રહેવું. આજ્ઞા પાળવામાં એની દાસી થઇને રહેવું. ત્હારો સ્વામી જો તને કડવાં વચન કહે અને ક્રોધની નજરે જુએ તોએ તું ખુશાલ ચહેરે રહીશ તો તું ધર્મભાગિની કહેવાઇશ. પતિવ્રતા સ્ત્રીએ તો સ્વામી સામે કૂર નજરથી જોવુંજ નહિ, ને નઠારા શબ્દો સંભળાવવાજ નહિ. મનમાં પણ તેનું નબળું ચ્હાવું નહિ. ત્હારે મોટે સાદે બોલવું નહિ. કઠણ પણ બોલવું નહિ. પતિને અપ્રિય બોલવું કે કરવું નહિ. કોઇની સાથે પણ વિવાદ તકરાર કરવી નહિ. અમસ્થો બકવાદ પણ કરવો નહિ. ઘણો ખર્ચ કરવાની ટેવ ન રાખતાં પ્રભુ જે સ્થિતિમાં રાખે તે સ્થિતિમાં સંતોષથી રહેવું. ધર્મ તથા અર્થનો વિરોધ કરવો નહિ. પતિધર્મ પાળી પત્નિ ધર્મ બજાવવો." આવું બામણનું વચન, તેનો એ દુષ્ટાએ કેવળ ભંગ કર્યો. મને ત્યજીને પારકાની સ્ત્રી થવાનો લોભ કર્યો! હેં! હેં! ત્યારે તો હે વૈતાળ! હું એ વર માગું છું, કે **એણીને વાંદરી બનાવી દે!"** આ વરદાન માંગતાની સાથેજ રાણી બનેલી કઠિયારણ તુર્ત વાંદરી બનીને ઝાડેઝાડ ને છાપરે છાપરે કુદવા લાગી. પાછો વૈતાળ કઠિયારાના ઝુપડાંમાં દાખલ થયો, એટલે ગાય ઢોર ચરાવીને સુમતિ આવી લાગ્યો. વૈતાળે કહ્યું:—"બેટા! તમ લોકની

ગરીબ સ્થિતિ ફેરવી નાંખવા ઇંદ્રે મ્હને મોકલ્યો છે, માટે વર માંગ !" સુમતિએ પુછ્યું, "મ્હારી માતા કયાં ગઇ ?" વૈતાળે કહ્યું:—"તેણીએ રાણી બનવાનું વરદાન માંગ્યું ને મેં તેની ઉમેદ પાર પાડી. ત્હારા પિતાએ તેણીને વાંદરી કરી મેળવા જણાવ્યું તેથી મેં વાંદરી બનાવી દીધી, માટે હવે તું શું માંગે છે ?" સુમતિ કહે; "હું તો કઠિયારાનો દીકરો. પણ પાદરે ઢોર ચરાવવા જાઉં છું ત્યારે ત્યાં એક બામણો આવી અમ ગોવાળિયાઓને રોજ રોજ એવો પાઠ સમજાવે છે કે;

क्रीडा शरीरं संस्कार समाजोत्सव दर्शनं ।
हास्यं परगृहेयानं त्यजेत् प्रोषित मर्तृका ॥

ધણી પરદેશ જાય ત્યારે પણ ધણિયાણીએ પારકે ઘેર જવું ના જોઇએ. કોઇ પણ મેળાવડા કે ઉત્સવની મીજલસમાં જવું ના જોઇએ. રમતો રમવી ના જોઇએ. હસવાનું કે ઠાઠાઠીઠી કરવું ના જોઇએ. શરીર સંસ્કાર તો કરવોજ નહિ જોઇએ. ત્યારે ધણી જો ઘરમાંજ હોય તો તેની રજા મંજુરી સિવાય પતિનથી પોતાની ઇચ્છા પ્રમાણે ધર્મ શાસ્ત્રના નિયમોને ઉલંગીને બ્હાર જવાયજ નહિ; છતાં મ્હારી માએ આવું નકારૂં કામ કર્યું કેમ ? અરેરે ! આ મ્હારી માવડી ઝુપડી છોડીને, ઝુપડીનાં સુખો ત્યજીને, એકદમ મહેલનાં સુખો ભોગવવાને લલચાઇ, પતિ કે પુત્રની પણ કદર ના ખાધી, અને ઉલમાંથી ચૂલમાં પડી વાંદરી થઇને ઝાડે ઝાડ પેલી કુદે છે, એ મ્હારાથી કેમ દેખી શકાશે ? અમારી પ્રથમની હાલત શું ખોટી હતી ! માટે હે વૈતાળ, હું એટલુંજ વરદાન માગું છું, કે **અમે સર્વ પ્રથમ જેવાં હતાં તેવાંજ કર** !" આ વરદાન પ્રમાણે તે ત્રણે મા દીકરાં જેવાં પ્રથમ હતાં તેવાં થઈ ગયાં.

મ્હારી શાણી છોડી ! સાસરૂં ગમે એવું હોય તેનેજ હવે ત્હારે આ જન્મનું ઘર સમજવું. મહિરૂં ને પિયર એ તો પરણેલી છોડીને માટે માત્ર મુસાફરખાનું છે, ત્યાં તો હવે થોડો વાર ધર્મશાળા લેખે ઉતારો લેવાનો છે. માટે જે સ્થિતિ સરજાયેલી છે તેનેજ બસ પડજે. બધાં કદાચ સુખો મળશે તો તેની પણ જાવેદાનીની ખાત્રી શી ? રાજા એરીક બીજાની લાડકી બેટી, "નારવેની કુમારિકા"ના નામે પ્રખ્યાત માર્ગરેટ, જેણીને એલેકઝાંડર ૩ જાના મરણથી ન ધારેલું સ્કૉટલંડની રાણી થઇ બેસવાનું નસીબ સંજોગે આવ્યું, ને સુખમાં સુખ વળી અધુરાંમાં પુરૂં ઇંગ્લંડના રાજા ઍડવર્ડ ૧ લાના પુત્ર ઍડવર્ડ જોડે વેશવાળ થયું. અને મનગમતાં બધાં અરમાન પૂરાં પડયાં. ગમતી ગાદી મળી, ગમતો વર મળ્યો, અદરાયા પછી ધામ ધુમથી તેણી લગ્ન કરવાને હોંશભર ઉપડી, પરંતુ હર્ષભેર એકદમ અચાનક રસ્તામાંજ મરણ પામી હતી ! જો કે દેવમણિ જેવા શુકનવંતા ઘોડા તેણીની ગાડીને જોડેલા હતા, ઘોડાની નાળ મહેલના દરવાજાને મારેલી, બધા શુકન કરેલા, પરંતુ

હોનારતે તેણીને નહિ છોડી. દીકરા! તું એવા ધુતમ ઘાતમ્યા વહેમોને બિલકુલ માનીશ નહિ. કુવડ હોય તેજ આવાં કૌતકો કરે. ધુતમ ઘાતમ કે નજર લાગવાનાં અડછાં પઠછાંથી ડરીને, તેમજ જમરાજાને ઉંબરની બહાર ને બહાર રાખવાના હેતુથી ઘોડાની નિકળી પડેલી નાળ ઘણાં સુધરેલાં-વહેમીઓ પોતાની આરશાકે ચોંટાડે છે, કેટલાંક તો ઉંબર ઉપર એવી નાળ ઠોકાવે છે, પરંતુ હોનારતે કોઇને પણ છોડયાં નથી. ઍાપ્રેના જણાવ્યા પ્રમાણે સુધરેલાં લન્ડનમાં ઘણે ઘરે એવાં વ્હેજાં ને કૌતકો ચાલ્યાં હતાં, પણ તેમનાજ ઘરોમાં માથાંને ઠોંસા મારવાના વ્યાધિ, અને કડક મોત નિપજતાં દીઠામાં આવ્યાં હતાં. લૉર્ડ નેલ્સને પોતાની બટલશીપ "વીકટરી" ઉપર ઘોડાની નાળ જડાવ્યાથી તે જીત મેળવવા પામ્યો, એવું સિધ્ધાંત પકડીને શિખેલાં કેળવાયલાં લોકે પણ તેમ કર્યું, પરંતુ તેજ વહાણ ઉપર તે લોહીલુહાણ થયો, તે ભારે આફતમાં આવ્યો, ને છેવટે મરણ પામ્યો, તેના કારણ જોડે પેલી નાળના અપશુકન તો તેમણે જોડયાજ નથી! ધુતમ ઘાતમ ઉપરથી ઘણી છોડીઓ એવી તો કુવડ બની જાય છે, કે આઠ દહાડે પણ અંગોળ કરી શકાતું નથી. માથામાં જુ-જુ-ને નીખના પોરા બંધાય તોએ, પસીનાથી શરીર વાસ મારે તોએ, તેણીથી અંગોળ થતું નથી, ને છેવટે ઘણી વહેમી સ્ત્રીઓ આજંદી પણ બની જાય છે. તેમ થવાથી પુરૂષ પણ નઠારે રસ્તે ઉતરી પડે છે. એવાં સ્ત્રી પુરૂષની મણીથી, અને તેમના બગડી ગએલા ગર્ભાશયથી ગર્ભ ઉછરતોજ નથી. પાતળાં પાણીથી તો ઝાડપાનજ ઉછરે, શૂરવીર વીરાઓ પેદા કરવાને તે શિયલ સાચવવાની ઘણી જરૂર છે. કાંવળાં, દર્દી, કોહી સડી રહેલાં તાવદાંન બચ્ચાં પેદા થવામાં તે બાળકોનો, કે નસીબનો દોષ નથી, વ્યભિચારી માબાપનોજ દોષ છે. નઠારાં દુઃખદર્દો દુરાચારી ને દુષ્ટ વ્યભિચારી આચરણવાળાંનેજ થાય છે. કાર્ય તો મનુષ્ય કરે છે, ને તેના ભોગ ઈશ્વર ભોગવાવે છે. કવિ કહે છે કેઃ—

"દસ્તે સુન્નતાં દીગર કુજા બીનદ;
ચું બ સોરગીન દર ઉફતાદ તોરંજ!
તેશનેરા દેલ કુજા બેખાહદ આબ;
કુઝે બોગ્ઝાસ્તે બર દેહાંને શેકંજ.

જે તોરંજ છાણમાં જઇ પડયું તે કદિ પણ પાછું પાદશાહના હાથ કયાંથી દેખવાનું! આગરૂ અથવા વાળાના મોઢાંના માણસના ડુંચેલા કુજાનું પાણી અમૃત સરખું દીસ્તું હોય તોએ પ્યાસા કે તરસા જીવડાને પણ પીવા નહિ ગમે. માટે હે બેટી! નહિ સરખાં ટુંકા વખતનાં સુખ માટે કાયમનું દુઃખ કોઇએ પણ ખેંચી લેવું નહિ. આવાં પુવડ આચરણથી મનુષ્યો પોતાની જીંદગી ટુંકી કરે છે, અને તેઓ પોતાનેજ હાથે કરીને મોત પણ વ્હેલું આણે છે. નીતિ ને ધર્મ તજી બેસ—

વાથી, સુઘડતા નહિ રાખવાથી, સ્વચ્છતા નહિ જાળવ્યાથી, ફુવડ રહી વંત્રી કે ડાકણ જેવી બિહામણી ને વ્હેમી થઇ પડવાથી થતાં મહા દુઃખો ને મહા મૃત્યુ માનવીઓ પોતે થઇનેજ નિપજાવે છે. જાદુ ટોણું, ને વશીકરણના ભમાંડાવાળાં પાપી આચરણ કરનારાંનું પ્રથમ તો સૌ સુખમય ને સારૂં સારૂંજ દિસે, મગર પાછળથી તેનું સ્વરૂપ દુઃખમાંજ ફેરવાય દીકરી. ત્હારા ધણીજી મેળવવામાં તું તેની ભલી જીંદગીની બક્ષેશ માંગજે, ધુતમ ધાતમનાં વશીકરણ કરી તેને વશ કરવા નહીં ઇચ્છિશ બા. રામ યસ્તમાં ગમતો પતિ મળવા તું જ્યારે ત્યારે દાદારની દયા માગે છે તે અર્થ સહિત સાંભળ.

"આઅત્ હીમ્ જઇદ્યેન્ અવત્ આયપ્તેમ્ દઝદિ-મે, વયુશ્ યો ઉપરો-કૈર્યો, યત્ ન્માનો—પઇતીમ વિન્દામ, ય્વાનો સ્રએશ્તો—કેહ્ર્પ, યો નો હુએરેતામ્ બરાત્, યવત ગય જવાવ; ફ્રઝઇન્તીમ્ચ હો વેરેઝયાત્, દંઘ્રો દન્તો હિઝુખ્ધો."—કુંવારી કન્યાઓએ શાદી રામશનીવાળા રામ ઈઝદથી એવી મુરાદ માગી હતી કે; ઓ જોરાવર વાએ ઇઝદ! મ્હારી એટલીજ ઇચ્છા તું પાર પાડ, કે અમ યુવાન યુવતિઓ સૌથી સોહામણા, રૂપાળાં શરીરવાળા પતિ પ્રાપ્ત કર્યે! વળી જ્યાં સૂધી જીંદગીભર અમે બન્ને કાન્ત અને કાન્તા જીવતાં રહ્યે ત્યાં સુધી તં અમારો ખાવીંદ અમારી સાથે સારી ચાલ ચલાવે. વળી અમારો તે વ્હાલો સ્વામી અમોને બખ્તાવર અને નસીબદાર ફરજંદો આપે એવું તું કર! તે અમારો પતિ ડહાપણવાળો, નમ્રતાવાળો, અને સ્પષ્ટ વકતા હોય એવું તું બક્ષ! દીકરી આ બધું કયારે પ્રાપ્ત થાય, કે જ્યારે પરણ્યા પછી સ્ત્રી સતી રહે ને પતિવૃત પાળે. અને ત્હારે જો પતિવૃતા ને સતી થવું હોય, તો તું કોઇપણ જગ્યાએ એકલી જઇશ મા. વસ્ત્ર પહેર્યા શિવાય અંગોળ કરીશ મા. ત્હારા ધણીજીનો જે દુષ્ટ સ્ત્રીઓ દ્વેષ કરતી હોય તેમની જોડે કદિ વાત પણ કરીશ નહિ. પહેરવા ઓઢવામાં, હાલવા ચાલવામાં જો તું અયોગ્યપણું રાખીશ તો તું હલકી ગણાઇશ. રસ્તે ચાલતાં હસવું નહિ, દાંત કાઢીને ચાલવું નહીં, કોઇની ચેષ્ટા મશકેરી કરવી નહીં, રાહમાં ચાલતાં આડું અવળું શંકા આવે એવું નેણ કરીને બાઠી આંખે ગમે ત્યાં નિહાળવું નહીં. ઘડી ઘડી વસ્ત્ર ખેંચ્યા કરવાં, કોઇ મ્હારો ભપકો જૂએ છે કે નહીં તેની હલકાઇ રાખવી, પોતાની ખૂબી ખૂબસુરતીને પારકા પુરૂષો નિહાળે છે કે કેમ, તે વિષે જીવને તલપાપડ કરવી એ સૌ સાસરિયાંમાં વગોણું કરાવવામાં મૂખ્ય છે.

"આગળ હિંડે પાછળ દેખે, જમણા હાથનું કંકણ પસારે;
હાથ પસારી પીઠ દેખાડે, અકુલીન તે શું ઢોલ વગાડે?"

દીકરી! સદગુણી થા. "મ્હને કોઇ પાંચ ખાસડાં મારો પણ મ્હને દુરગુણી મા કહો!" વાહ દીકરી, ત્હારે મોઢે આ વચન સાંભળી હું આનંદ પામ્યો. સદ્-

ગુણી અંતઃકરણ ઉપર તો બધીએ દિશાથી ધુબાકા ને વેણ બાણુના પ્રહાર થયાજ કરે, પરંતુ અંતરમાં તેનાથી દુઃખ લાગતું નથી. સ્વચ્છ ને નિર્મળ હૃદય તને સર્વદા શાન્તીજ શાન્તી આપશે. જેનું હૃદય કુવડ નથી તેને ધૈર્ય ને હિંમત હોય, જેથી તેનો તો મરતાં સૂધી પણ ઇશ્વર નિભાવ કરે છે. સદ્‌ગુણી થવા કાજે ત્હારે બહારલતી થવું નહીં. બારે બાર ને ઘરે ઘર ભટકયા કરવું નહીં.

"ઝાઝું બ્હાર નહીં ફરે, પર નરો સાથે ન વાતો કરે;
લજ્જા ચિત્ત વિષે ધરે, ન જનમાં ઉંચે સ્વરે ઉચરે;
સેવા પ્રેમભેર કરે પ્રિય તણી, તેના શ્રમોને હરે;
કાંઇ ગુપ્ત ન આચરે, ગુરૂજને શિક્ષા કરી આપ રે !"

દીકરી દાંત ના કાઢ. આ બધું કહું છું તે અતિશયોક્તિ તને લાગતી હશે, પરંતુ જ્યારે ઘરમાતુ કુટુંબની દીકરીઓ પર કોમના પ્રિયતમો સાથે પ્યારમાં પડે છે; જુદદીનો સાથે પરણે છે; હલકા કીશતાંઉઓ સાથના સંબંધથી માબાપને દુઃખી કરે છે, વગેરે–વગેરે, ત્યારેજ આવાં શિક્ષણોની કદર કરે છે. માટે હે દીકરી! દાંત ના કાઢ. નઠારી સંગતની છોડીઓ ભોળી વહુઓને સાથે ફરવા લઇ જાય છે, ને પોતે અળગી રહી બીજાંઓની મશકેરીઓ તેણી પાસે કરાવે છે, અને લાજ મર્યાદા લુટાય ત્યારે તેમનીજ તાળી પાડે છે. ચોંકીને ચાલજે. બાપડી બધાં કહે પણ કાપડી કોઇ નહીં કરાવે. માંડવો બાંધતી વેળાએ સૌ કોઇ આવીને તાપસી પૂરે પણ છોડતી વેળાએ એક પણ ઉભું ના રહે. અસ્ત્રા બંધાવવાવાળાં બધાં, ને છોડવવાવાળું કોઇ નહીં. માટે કોઇ ચીચકલી–ચેતરણો ચઢાવી આપીને તને કોઇની ઠઠ્ઠા નિંદા કરવા કહે તો તબકડો કરી તિરસ્કારી કાઢજે.

Jocular slanders often prove serious injuries.

કેમ્બ્રીજ યુનિવરસીટિનો ગણિતનો પ્રોફેસર સૅાંડરસન આંખે માઝુર એટલે અપંગ હતો. રસ્તે ચાલતાં કોઇ લેડીએ તેની મશકરી કરી ખા–ખા કરીને હસી દીધું. આ ઉપરથી મોટે સાદે પોતાના સોબતીઓને તેણે કહ્યું; "આ બાઇ બાજંદી હશે, ને એના દાંત મોતીના દાણા જેવા દાડમના દાણાની માફક કળિબંધ હોવા જોઇએ!" બધાએ પુછયું કે તમે કેમ જાણ્યું, વાત તો ખરી છે? ત્યારે સૅાંડરસન કહેઃ–"રસ્તે ચાલતાં જે નારી હસે તેને સદાચરણવાળી નહીં જાણવી. વળી દાંત કાઢીને વારંવાર હસે તેણી પોતાના સુંદર દાંત દેખાડવા માગે છે એમ જાણવું." કવિ મીલ્ટન આંખે અપંગ હતો. કોઇ ઇતર ટચાક અથાણુંએ તેની મશકેરી કરી. તે એટલુંજ બોલ્યો; "સારાં ઘરાંણાની છોડીઓ મ્હને માન આપે છે!" અર્થશાસ્ત્રનો ઉસ્તાદ પ્રો. ફૅાસેટ આંધળો હતો. માર્ગમાં રસ્તે ઠાઠા–ઠીઠી કરે જતી સ્ત્રીઓને

સાંભળી બોલ્યોઃ- " કુટુંબમાં કજીઆ કરાવનારી એક હશે. બીજી છતા ધણીએ ધણી વગરની થઇ પડી હશે. ત્રીજી પોતાના લૉર્ડને બેવફા નિવડી હશે!" હતું પણ તેમજ. બધીઓ અકેક કરતાં સરસ દુર્ગુણોવાળી હતીઓ. માટે હે વ્હાલી!

" સાચો જે સણગાર છે શિયળનો તેને ચહો સૌ તમે;
નિત્ય કલેશ વિના કહો સરળ વાકયો જે સૌને ગમે.
પોતાના પતિમાં મતિ નિશ દીને રાખો ખરા પ્રેમથી;
એથી ઉત્તમ અન્ય ધર્મ અબળા માનો નકી કો નથી."

આવા પ્રકારની પત્નિ થવા સારૂ, દીકરી ત્હારે ત્હારા પતિને દરેક રીતે સહાય થવાની કોશીશ કરવી. સવાર પડતાં પાછલી ચાર ઘડી રાત્રિ રહે ત્યારે જાગીને ધર્મ તથા અર્થનું ચિંતન કરવું. પછી ઉઠીને આચમન કરવું; પછી શૌચ સ્નાન વિગેરેથી પરવારીને હાથ જોડીને તથા વાણીને નિયમમાં રાખીને બંદગી તથા ભકિત કરી વરજીના કામે વળગી જવું. જેમ લેખક ટૉમસ હાર્ડીની બાયડી, તથા સ્ટીવનસન અને મેક્ષ ઓરેલની બાયડીઓ પોતાના લેખક પતિઓનાં લખાણો કરવામાં, ગ્રંથોના પ્રુફો તપાસવામાં, ઉતારા અને ભાષાંતરો કરવામાં, વિજળી વેગે મદદ કરવાથી એણીઓના માટીડા મગ્ન મગ્ન થઇને પ્રિયાઓ ઉપર જાન કુરબાન કરીને મલકાતા હતા, તેજ પ્રમાણે તું ત્હારા સ્વામીની સેવા ઉઠાવીને તેને ખુશ કરવાનો હુન્નર જરૂર અજમાવજે બેટી. વર ને બૈયર એમનાં માત્ર શરીરો જુદાં છે, મગર જીગરથી તેઓ એકજ, એક રૂપજ થવાં જોઇએ. પતિથી પત્નિ શોભે, ને પત્નિથી પતિ શોભે. A husband is one person with his wife. એ સુત્ર લક્ષમાં રાખશે તો તું સાસરા ઘરમાં હણાશે નહિ. આ બધું પાર પાડવા માટે તને સત્સંગની અવશ્ય જરૂર જણાશે. સાસરેના સંકટો રૂપી પુષ્પોને કુમળાવી નાખવાને સત્સંગના હીમની તને જરૂર જણાશે. સાસરૂં પ્રથમ તો અંધકાર જેવું અજાણ જણાશે; ત્યાં તને સારી સહીમિત્તિ રૂપી દીપકની જરૂર જણાશે. સાસરિયા સંસારના અનીતિરૂપ વાંદળાં જો કદાપી ચઢી આવશે તો સારી સંગતનો વાયુ તને સહાય કરશે. એમ કરતાં પણ નાલેશી કે નિંદા થાય, માનભંગ થઇ ત્હારૂં લાઇબલ થાય તો ગણુગોવાર રહેજે. સામું નહિં બોલતી. જવાબ કરવા ઉભી ના રહેતી. ખામુશી પકડજે.

" Rail not in answer, but be calm;
For silence yields a rapid balm;
Live it down!"

વીલ્સન ફેમીલીની લેડીઓ હરદમ, એવે સમયે કહેશે કે; "સઘળી ચીજોની ઉંચે આકાશ ઉપરથી ઉમેદ રાખો." ગુસ્સો લાગે એવું છો સૌ બોલે, તું લોહીનો

ગોટ ગળી જવાની ટેવ રાખજે દીકરી. ઑગસ્ટસ શહેનશાહ એક દહાડે ઘણોજ ગુસ્સામાં આવી ગયો, ને શું કરવું એ તેને નહીં સુઝ પડયાથી સંતાપિત થઈ પડયો ત્યારે એથેનોડોરસે તેને કહ્યું કે; "સાહેબ! તમે ચિડવાવેલા એટલા બધા ચિડાયા છો, કે નવનું તેર વેતરી દેશો, માટે હાલ તુરત આખી બારાખડી બોલી જાવો સાહેબ! નિંદાખોર જાનવરને ૧૦૦ જીભ અને એકજ ઝેરી ડંશ હોય છે. જીભ વડે ઘણીજ શરમભરેલી, ઘણીજ નાપાક, અને ઘણીજ જુઠી વાતોનાં બોહતાનો તે જાનવર બોલે છે, અને પોતાનાં મોંમાં રાખેલી ઝેરની કોથળીમાં તે જીભો ઘાલીને પાછળથી ડંખ મારે છે. આટલી બધી ઝેરી જીભો એક માણુસને જીવવા કેમ દે! તમારા ત્રિવિધ તાપ રૂપી અગ્નિને બુઝાવી દેવાને ખામોશીના ઠંડા વરસાદની જરૂર છે." આ સલાહથી

The secred line he did but once repeat,
And laid the storm, and cooled the raging heat.

દીકરી! સોનાની પરિક્ષા ને કસોટી ૪ ક્રિયાઓથી થાય છે. ઘસાવાથી, છેદાવાથી; તાપમાં તપાયાથી; અને ટીપાયાથી. તેજ રીતે સાસરે જતી વહુની કસોટી કે પરિક્ષા ૪ ક્રિયાઓથી થાય. ત્યાગ કરવાથી; શિયલ સાચવ્યાથી; સદ્ગુણથી; અને સદાચરણથી. આ ૪ પરિક્ષા પસાર કરવાથી તું સાસરે બરાબર સમાશે. ફુવડતાનો ત્યાગ કરવાથી સૌ કોઈ તને ચ્હાશે. ગંધાતાં લુગડાં, ગંધાતો પરસેવો, જીંઠરા બાલ, ઓષડ જેવું મોહડું, કચરા ભરેલું ઘર, ધુળ ખાધેલું રાચ રચીલું, બાજરૂ જેવું રસોડું, સુવાવડીના જેવા ખાટલા, વગેરે પુવડ રીતભાત ત્યજીને તું બીજી નસીયતો સાંભળવા આવીશ તો હું તને નવા નવા બોધ દઇશ. તું હાલ તો સાસરે સિધાર બેટી.



## શિક્ષણ ૧૦ મું.

—:o:—

"Were I to advise any friend of mine as to his choice of a wife, I know not whether my very first counsel would not be-'Look out for one distinguished by her attention and sweetness to her parents."

Fordyce.

મ્હારી વ્હાલી બેટી!

સાસરે સિધારતાં રીત લઇ જવા કરતાં પ્રિત લઇ જવી જોઇએ. સાસરે ભેટ કરતાં હેત વધારે શોભે. સાસરે પ્રિતડી જોતાં રહીએ, ગરીબી જોવાની

નથી. જે સાસરાંમાં વહુને માન ને આદર મળે છે તે સાસરાંમાં દેવતાઓ ધન દોલત જોવા ઇચ્છતા નથી. જે સાસરાંમાં વહુઓનું અપમાન થાય, વહુઓ અપ્રિય થાય, ને વહુઓને અનાદર કરી હડધૂત કરી હડકાટીને હડસેલો મારવામાં આવતો હોય તે સાસરાંમાં ધન દોલત પડી હોય તે સર્વ લક્ષ્મીજી લેતાં જાય છે. પૂર્વ તરફના દેશોમાં લગ્નનો ભેદ કે હેતુ ઘણી અભણ પ્રજા સમજતી ન હોવાથી લગ્નના વહેવારને જાનવરો જેવા વહેવારનોજ અર્થ સમજે છે. સાઇબીર્યામાં લગ્ન કરનારી વહુ વરરાજાના પગમાંથી જોડા કાઢી લઇને માથે ચઢાવી ધણીની ગમે એવી પાતળી સ્થિતિમાં તેની તાબેદારી ઉઠાવવાની કબુલાત આપે છે; જ્યારે સુમાત્રાના ટાપુમાં તો સ્ત્રીઓ–પરણવા થકી વેચાતી લેવામાં આવે છે, અને જ્યારે તેમને જણાય, કે આ વસ્તુ ખરીદવામાં આપણે ઠગાયા, તો પાછી તે સ્ત્રીને બીજા કોઇ ધણીને વેચી દેવામાં આવે છે! જાતિ ગુણ અને કુદ્રતી સ્વભાવથી જે ધણી થાય છે, કે જે સ્ત્રી વહુ થાય છે, તે માટી કે બૈયર તો ભાગ્યમાં હોય છે તોજ મળે છે. આ જાતની સ્વાભાવિક મિત્રતા ને કુદ્રતી જોડાણ આફતના કે ગરીબાઇના ગમે એવા દુષ્ટર પ્રસંગે પણ છુટવા પામતાં નથી. માટે હે બેટી!

> "ગરીબપણું ન જોવું, બાંધવી પ્રીત જ્યારે;
> ગુણ અવગુણ શોધો પામશો સુખ ત્યારે.
> પરગજુ સહ પ્રીતિ કોદિ ભાળો ન ભીતિ;
> પ્રથમ કરી પરીક્ષા તે પછી બાંધો પ્રીતિ."

સાસરે જતી વહુએ પોતાનો સ્વાર્થ ન જોતાં પોતાના ધણીનો સ્વાર્થ જેથી સચવાતો હોય તેજ કરવું. રોમાન્યાની આગલી રાણી વિષે, તેમજ શહેનશાહબાનુ જોસેફીન વિષે તેં સાંભળ્યું તો હશે, કે એ બન્ને રાજમાતાઓ વાંઝણી હતી, પરંતુ પોતાને પેટે ગાદીવારસ દિકરો નહિં જન્મે તો રાજ્યની ખરાબી થાય, તેના ઉંડા વિચારથી પોતાના ધણી રાજાઓને છેડા છુટા કરવાની વટીક પરવાનગી આપી હતી. પરંતુ જ્યારે આવી પરમાર્થી પત્નિઓનો અગાધ પ્રેમ તેમના પતિઓએ દીઠો, ત્યારે છેડા છુટકાની વાતને ધિકકારી કાઢી, પરંતુ તેણીઓની હઠને લઇને બીજી રાણીઓ સાથે તેઓએ ન છુટકે લગ્ન કર્યાં હતાં. બેટી! એક વાર જેની સાથે ગાંઠ બંધાઇ તેનો નિવારપટો કે તેનો સંબંધ એજ સ્ત્રીને તો આ દુન્યાનું દોજખ કે બેહેસ્ત છે. અત્યંત વિરહથી દરાનનો જોગ મળે, ને વળી પાછું વહેવારમાં ચિત્ત જાય ત્યારે જાણે પ્યારા પધાર્યા હોયની તેવું થયા કરે છે. લુવારની સાણુશીને પાણીમાં બોળતાંજ તે તાઢી પડી જાય, ને આતશમાં

હોમતાંજ તે પાછી ગરમ તાતી થઇ જાય. જેમ એ બન્નેનો સંબંધ આંખનાં પળકારામાં થાય છે, તેવોજ સંબંધ વ્હાલા સ્વામીના સંયોગ વિયોગનો હોય છે.

' She who ne'er answers till a husband cools,
Or if she rules him, never shows she rules,
Charms by accepting, by submitting sways."

વ્હાલી બેટી! ત્હારા વરજીનો ગુસ્સો નરમ પડે નહિં ત્યાં સૂધી જો તું સામો જવાબ નહિં આપીશ; અથવા ત્હારા ધણીજી ઉપર ત્હારી હકુમત ને સત્તા ચલાવી શકવા જેટલે દરજ્જે તું કાબુ રાખતી થઈ હોય તો તે વિષે છલકાઇને પોતાની સરફરાઝી જણાવીશ નહિં, તો તું ત્હારા વ્હાલાને ત્હારો ને ત્હારોજ કરી શકીશ. ત્હારી જાતને ત્હારા ધણીને અર્પણ કર્યા છતાં તુંજ તેની ધણી થઇ પડીશ. આવી ધણિયાણી જો તું થવા પામીશ તો ત્હારા ધીરા વીરા ક્ષમાશીલ સ્વભાવથી તું આખાં સાસરિયાંમાં પ્રિય થઇ પડીશ; અને ખરી પતિવ્રતા લેખાઇશ. સારો સ્વભાવ એજ સાસરે જતી વહુનો સણગાર છે. હસ્તો આનંદી સ્વભાવ રાખવામાં કિંમત આપવી પડતી નથી. હસમૂખો સ્વભાવ સહેલથી તું પ્રાપ્ત કરી શકીશ. કુંજરો સ્વાભાવ રાખવાથી, તબકડો કરવાનો બરો રાખવાથી સાસરાંને તું સંતાપીશ. સાસુ માંડી, વહુ કરાંજી, ને બરો તો જેટલો ને તેટલો, એ વરને પરવડશે નહિં. સાસરાંની ઉત્તમ મોજ તે ખરો પ્યાર છે. સાસરેની શ્રીમંતાઇ તે સબુરી ને સંતોષ છે. સાસરિયાંની માલ મિલકત તે સંપ ને શરીર શુદ્ધતા છે. ત્યાં તું સુખે ઉંઘીશ તેના જેવી જગત્‌ની બીજી શાંતિ નથી. ત્યાં તું સારી સંગત મેળવીશ તેના જેવો વિશ્રામ એકે નથી. ત્યાં નીતિ અને ધર્મને વળગી રહેવાથી તને તમામ સુખ હાંસલ થશે.

यस्तु नित्यं कृतमतिर्धर्म्ममेवाभि पद्यते ।
अशंकमानः ( कल्याणि ) सोऽमुत्रानन्त्यम श्नुते ॥

જે સારા સ્વભાવવાળું માણસ સર્વદા એક ચિત્તે ધર્મ નીતિની સેવા કરે છે, તેને બીજી દુન્યામાં પણ બેહદ સુખ મળશેજ. તે કોણ? પોતાના ધણીનું શુભ કલ્યાણ કરવામાં અને તેના હિતમાં જે વહુ તત્પર રહેનારી છે, ઉત્તમ આચરણો રાખી ઇંદ્રિયોને જેણી જીતનારી છે, તેવી સ્ત્રી આ દુન્યામાં કીર્તિ મેળવીને પેલી જેહાંનમાં અનુપમ સુખ મેળવશે. જે સ્ત્રીએ મનને જીત્યું છે તેનું મન તેનું ગુલામ થઇને કદાપિ ન રહે, તોએ ભાઇબંધ થઇને તો રહેશેજ. વશ કરેલું મન ત્હારૂં મિત્ર થઇને રહેશે દીકરી. છુટું મેલેલું મન ત્હારૂં દુશ્મન થઇને રહેશે બેટી. "બનીને ટચાક જે ચાલે, લાજ મરજાદને ટાળે; નહિં એ નાર કેળવાઇ, બની તે ખરાબીની ખાઇ." માટે હે બેટી! તું ટચાક થઇ મરજાદા વગરની નહિં બનીશ. ગુણવાળું

કે અવગુણવાળું ગમે એવું કોઇ કામ કરવા પહેલાં તેના પરિણામનો તું વિચાર કરજે; કેમકે અતિ સાહસ કરવાની ઉલટમાં જે કામ તું ઉતાવળે કરીશ તેના પરિણામનો પસ્તાવો મરણ સૂધી ત્હારાં હૃદયને બાળી બાળીને ખાક રાખ કરનારા કાંટાની માફક ખૂંચ્યા કરશે. સાસરાંનું સુખ દેખીને, સ્વામીનો પ્રેમ જોઇને ગર્વ ના કરતી, છેવટે તો સાસરેની રિદ્ધી સિદ્ધી પણ છાંડીને મોટા ઇશ્વર સસરાજીને ત્યાં જવાનું છે, માટે ત્હારા ધણી અને ત્હારા ઇશ્વરમાંજ મનને પરોવેલું રાખજે.

"મનન કરો કંસારિ છબ, મન ન કરો સંસાર;
હરિ નવારિસોં છારવે, હરિ વારિધિ સબ સાર."

હે બેટી! સ્વામી અને પરમેશ્વરના સ્વરૂપનુંજ તું મનન ને ચિંતવન કરતી રહેજે, સાસરે તું સંસારનુંજ એકલું મન કર્યા કરતી ના. સંસાર ને સાસરૂં સૌ અંતે તો તુચ્છ છે. જો, મૃગ તૃષ્ણાનું પાણી, જેને ઝાંઝવાનું જળ કહે છે, તેનું પાણી જેવું બીલકુલ છેજ નહિં, એ તો જૂઠું અમસ્થું દેખાય છે તેવોજ, હે બેટી! આ ત્હારો સંસાર છે, પરંતુ તે તુચ્છ સંસારમાં પણ જેને ત્હારો માલેક માન્યો છે તે અને મોટો માલેક પ્રભુ એજ ત્હારાં સુખનો સમુદ્ર તો છે. માટે ત્હારા ધણીનો પ્રેમ ઓછો થયો એટલે તને જીવવા પણ ગમશે નહિં. ઈટાલ્યન છોડી મીગ્નૉન પોતાના વ્હાલા વિલ્હેમ મેઇસ્ટર ઉપર જીવ પ્રાણ કાઢી નાખતી હતી, પરંતુ તેના પ્રેમીએ તેણીના પ્રત્યે સામો પ્રેમ ન બતાવ્યાના એકલાંજ કારણસર તેણી એકદમ ગાંડી થઇ ગઇ. એટલુંજ નહિં પણ તુર્ત તેણીએ પ્રાણ પણ ખોયો હતો! માટે વ્હાલી દીકરી, વરજી ત્હારા ઉપર બહુ વ્હાલ બતાવે ત્યારેજ ઘણી ચોકીને ચાલજે, ફુલાઇ જતી ના, ને હલકાં લોકોમાં બેસીને હલકાઇ કરતી ના. ફીરદુશી સાહેબની નશિયત છે કે;

ન ગર્દાનદત રામેશે રૂઝ મસ્ત;
ન બાશદત બા મર્દુમે બદ નીશસ્ત.

આ જમાનાનો વૈભવ તને તકોબરીમાં મસ્ત બનાવી નહિં મેલે તેની તું સંભાળ રાખજે દિકરી; અને તેટલા માટે હલકત લોકોની સંગતમાં ના બેસતી દિકરી. ત્હારાંમાં કેટલું ભંડોળ છે તેનો વિચાર કરીને સાસરાંમાં કામ લેજે. ત્હારામાં શું કમી છે તેની શોધ કરીને સાસરિયાં સાથે વર્તજે. પહેલાંથીજ સાસુ થઇ, એટલે તો તેણી જુલમગારજ હોય, એવું માની બેસવા કરતાં શુભ ભાવનાથી, તેણી વિષે સારૂં મત બાંધીનેજ સાસરેનો ઉંબર ઓળંગજે. તેણી સાથના સંબંધનો વિચાર કરજે, તેમજ નણંદો તો અદેખીજ હોય એવો પહેલાંથીજ ખોટો ખ્યાલ નહિં બાંધશે, ત્યારેજ ત્હારાં સાસરિયાં સંસારની ફરજ તને બરાબર જણાશે. ત્હારી દેરાંની જેઠાંણીઓ તો દ્વેષિજ હશે, એવો બૂરો ખ્યાલ લાવ્યા વગર તું ત્હારા સરળ

માર્ગે ચાલ્યા કરજે; આંધળી થઇને અને કાચા કાનની થઇને સાસરિયાંની નિંદા પણ સાંભળજે નહિં, ને ધણીની બહુ વ્હાલી છે એવી અતિશયોક્તિ કે સ્તુતિ પણ થવા દઇશ નહિં. જેનામાં જુવાનીનો જુસ્સો ને તૉર હોય, જે હવસી હોય, જેને પૈસાની ઘણી ગરમી ચઢી હોય, જેણે કોઇ જાતનું વ્યસન કર્યું હોય, જે કોઇ નિરાશ થઇને જીવ પર આવ્યો હોય, જે કોઇ છાકટો થયો હોય, જેને ક્રોધ ચઢયો હોય, જે તમામ રીતે ઘેરાઇ ગયો હોય, જેને વ્હાલાનાં વ્હાલનું અભિમાન આવ્યું હોય, એ સઘળાં છતી આંખે આંધળાં ગણાય છે. હસ્તી ઘેર ભાંજે, ને રડતી ઘેર માંડે, એ કહેવત બરાબર સમજી લેજે. "બાવાજી!" દિકરી કહે; "લગ્નનો ગાંઠ જો આટલો બધો ગુંચવાડા ભરેલો હોય ત્યારે તો ભલું છે કે, કુંવારાં રહેવું બેહતર! સાસરે જતાં તમારા કહ્યા પ્રમાણે બંધનોમાં જીકડાવા સિકડાવાનું હોય, પાંજરાંમાં પુરેલા પોપટ જેવી જો વહુઓની સ્થિતિ હોય તો લગ્ન કીધા વગર શું જીવ તુટી પડતો'તો?" અરે દિકરી! કુદ્રતી ગોઠવણ જે જોઠાણવાળી છે તેને એકપણામાં તું કેમ ફેરવવા ચ્હાશે? ધર્મમાં ને નીતિના કાયદામાં પણ જોડું સહી ગણેલું છે. વંદીદાદમાં પણ અગવની કહેતાં છડી જીંદગીને ધિક્કારી છે. અરશીશવંઘ યશતમાં ફરમાવ્યું છે કે;

"થ્રિત્યામ્ ગેરેજામ્ ગેરેઝએત અષિશ્ વંઘુહિ યા ઍરેઝઇતિ, ઈંમત્ મે સ્તાવિશ્તેમ્ ષ્યઓથ્નેમ્ મષ્ય વેરેઝિન્તિ સાસ્ત, યત્ કઇન્યો ઉઝવાધયેઇન્તિ દરેઘેમ્ અઘ્રવો નિજામયેઇન્તિ. કુથ હીશૂ અઝેમ કેરેનવાનિ? અસ્મનેમ્ અવિ ફ્રષુસાનિ? ઝામ અવિ નિઉર્વિસ્યાનિ." એટલે; નીચે જણાવેલું સર્વથી નીચ ને નઠારૂં કૃત્ય જે માનવીઓ તથા જે રાજ્યકર્તાઓ કરે છે તે એ છે, કે તેઓ કુંવારી કન્યાઓને પરણાવતા નથી; અને લાંબો કાળ સૂધી કુમારિકાઓને પતિ વિનાની રાખી મેળીને તેમને સાસરિયાં સંસારના વૈભવથી રદ્દબાતલ કરી નાખી રોગિષ્ટ બનાવે છે. તેમને માટે ફરેસ્તી અરશીશવંઘ ત્રણ પોકાર મારીને કહે છે કે: "તેમને ખાતર હું શું કરૂં ને કયાં જઉં? શું આકાશ ઉપર ઉડીને નાશી જઉં? શું પૃથ્વિમાં કે પાતાળમાં પેસી જઉં? શું કરૂં?" બેટી! ચીના લોકો તો વેપારની વસ્તુ વેચવામાં જેટલી બીન કાળજી વાપરે છે, તેના કરતાં વિશેષ બેદરકારી પોતાની પ્યારી પુત્રીઓને પરણાવવામાં વાપરે છે. એવાં લગ્નને હું નાપસંદ કરૂં છું. વળી એક અજ્ઞાન પ્રજામાં તો સસરો જમાઇના હાથમાં એક ચાબખો આપે છે, અને તે ચાબખાથી પોતાની વહુને પેલો જમાઇ ઇચ્છામાં આવે એટલા ચાબખા ચોઢી કાઢે છે! અને તેમ છતાં તે છોડીને તો કદાચ માતપિતાએ ગોઠવી આપેલો વર પસંદ પણ નહિં હોય! બેટી! આપણામાં તો છેક આવું અટકું નથી છતાં, સાસરાં દુઃખી નિવડ-વાનું કારણ, સાસરિયાં પ્રત્યે દેખાદેખીના વ્હેમ, શંકા ને સુબેહને આભારી છે.

સર્વથી પહેલાં તો તું ત્હારી વડી નણંદને અને પછી ન્હાની નણંદોને રાજી રાખીશ, તેમના તરફ કપટ કે દ્વેષભાવ રાખવા કરતાં તેમનો દોષ જણાય તોએ મોટું મન રાખીને તેમને દરગુજર કરીશ, તો સાસરૂં દુઃખી નહિં નિવડે. તે પછી તું સાસુને રાજી રાખવાને સારૂ તેમની ભુલ થઇ હોય તે પણ ત્હારીજ ભુલ થઇ હોય તેમ ત્હારે શીર લેજે, તે વિષે વેર લેવાને તડપીશ નહિં, બલકે સાસુજીની ઉલટી વખાણ કરતી રહેજે. સાસુજી ગાળ દે તો આશિર્વાદ સમાન લેખજે. ગાળે કાંઇ ગુમડાં ઉઠતાં નથી. ગુલેસ્તાનમાં નશિયત છે કેઃ—

યકીરા ઝેસ્તખુઇ દાદ દુશનામ ;
તાહમુલ કર્દ્ગ ગુફ્ત અએ નીક ફ્રેજામ ;
બદતર જાંનમ કે ખાહી ગુફ્ત આંની,
કે દાનમ અએબે મન ચું મન ન દાંની.

એક જણને એક નઠારા શખ્સે ગાળ દીધી. પેલા ડાહ્યા પુરૂષે તે ગાળ સાંખી જઇને કહ્યું: "ઓ ભલા ભાઇ! તું મ્હને કહેશે કે હું આવો તેવો નઠારો નકારો, ને નબળો માણસ છું, પરંતુ હું ત્હારી તે સઘળી ગાળો ખુશી સાથે સહન કરીશઃ કેમકે મ્હારી એબ ને મ્હારા દોષ જેટલા હું જાણું છું એટલા તું જાણતો નથી. સબબ તું જેટલી પણ મ્હારી એબ કાઢશે તેટલી હું તો ઓછી ને ઓછીજ સમજું છું." માટે સસરાનું સુખ જોવું હોય તો સાસુના કડવા શબ્દો સહન કરજે. મ્હારી વ્હાલી, રમા ક્ષમાથી શોભતી, કદી બને નહીં ક્રૂર; અવળાંનું સવળું કરી, તું દીપાવે નિજ નૂર. ત્યાર બાદ તું ન્હાની દેરાણીઓ ને મોટી જેઠાણીઓને સંતોષી તેમને બ્હેન બ્હેન કહેજે. તેમની ખામી કે દોષ જોવાની તક નહીં મળે એટલા સારૂ ત્હારી નવરાસના પ્રસંગે તું ત્હારીજ રેહણી કરણી સુધારીને ત્હારાંજ કામ ઉપર લક્ષ આપજે. અને આટલું કરવા છતાં પણ

परुषाण्यपिचोक्ता या द्रष्टा दुष्टे न चक्षुषा ।
सुप्रसन्न मुखी भर्तुर्या नारी सा पतिव्रता ॥

ત્હારા ધણીજી સંતોષ ન પામતાં ત્હારા પ્રતિ કઠોર વચન બોલે, અગર ગુસ્સાની નજરે જૂએ, તોપણ તેમના પ્રત્યે તું સારી તરેહથી આનંદી મોઢું રાખી રહેશે તો તું ખરી પતિવ્રતા કહેવાઇશ. ત્યાર બાદ તું સસરાજીને સમાળજે. સસરાજી ઘરડા હોવાથી કદાપિ ઓછાં અંગવાળા, અપંગ, વધતાં અંગવાળા, ખોડિયલ, વિદ્યાહીન, નિંદિત, બદસુરત, ગરીબ અને અશકત હોય તો તેમનો તિરસ્કાર નહીં કરતાં તેમની સૌથી પહેલાં સેવા ચાકરી કરીને તેમનો પડયો બોલ ઉપાડી લેજે. ગરીબ સસરાજી જાણીને તેમનો તિરસ્કાર કરવાની નાલાયક રીતભાત ત્યજી દેજે. તું જો ત્હારાં

પિયરના પૈસા ઉપર કુદતી હશે, તો તેવણ પોતાના સદ્દગુણો ઉપર મુસ્તાક હશે. તું સદ્દગુણી અંતઃકરણને ત્હારા આત્માની આરસી માફક લેખીને ત્હારાં કરતુકોનો પડછાયો તું વારંવાર તેમાં જોતી રહેજે. ત્હારો જાતિસ્વભાવ કાબુમાં રાખી જરા જરામાં "તાજા કલમ" કરીશ મા. કુરાનના ફરમાન પ્રમાણે મહોમેદન માન્યતા મુજબ ફરેસ્તાઓનો એક વર્ગ છે, કે જેને મોઆકેબન" કહે છે. તેમાંના બે ફરેસ્તા મૉનકીર ને નૅકીર મુખ્ય છે. આ બેઉ ફરેસ્તા આદમી જન્મે ત્યારથી તે ઘોરમાં સુએ ત્યાં સુધી તેની ઉપર તકેદારી રાખે છે. સાંજને છેડે તે બન્ને ફરેસ્તાઓ દરેક આદમીનાં કરતુકોની નોંધ સહિત આકાશ ઉપર ઉડી જાય છે. આદમીનાં દરેક ભલાં કામોની નોંધ તેઓ જમા બાજુએ દસ ગણી કરીને નોંધે છે, પરંતુ બુંડાં કૃત્યો માલમ પડે છે, આખા દહાડામાં પાપો કીધેલાં જણાય છે, ત્યારે તેઓ બીજા સાત કલાક સુધી થોભી જઈને જુએ છે કે; "જોઈએ! એટલા વખતમાં તે આદમી પોતાના પાપોથી પાછાં ફરીને પસ્તાવો કરીને પાપોથી દૂર રહે છે કે કેમ?" પરંતુ બુંડી દુષ્ટ સ્રીઓ મોટે ભાગે જાતિસ્વભાવ છોડતી નથી એવું તેઓના અનુભવમાં આવે છે. જ્યૉર્જ સૅલ્વીને એકવાર બળાપો કીધો હતો, કે સ્રાઓ ચીઠ્ઠીપત્રિ કરતાં બીલકુલ અચકાતી નથી, ને જરૂર તેણીઓ "તાજે કલમ" કરીને સૌથી નઠારો છબરડો કરે છે. એક પરણેલી સ્ત્રીએ સૅલ્વીન સાથે સરત નાખીને જણાવ્યું, કે હું કદિ પણ ચીઠ્ઠીપત્રિમાં "તાજે કલમ" નહીંજ કરીશ. એકવાર તેણીએ મકકમપણે સૅલ્વીન ઉપર ચીઠ્ઠી લખી. પરંતુ નીચે સ્વભાવિક રીતે લખાઈજ ગયું કે; "તા. ક.—હવે કોણ જીત્યું? હું કે તમે?" કસ્તુરી, ચંદન, કુંકુમ, કપુર, એ સર્વમાં ભેળીને પણ લસનને રાખ્યે તોપણ પ્રકૃતિના ગુણને લીધે અને જાતિ દોષને લીધે લસન પોતાની દુર્ગંધ તજનાર નથી. સુગંધ પોતાનો સુવાસ નહીં તજે, ને દુર્ગંધ પોતાનો દુર્વાસ નહીં છોડે. ગૉળ તો અંધારે ખાવાથી પણ ગળ્યોજ લાગે, ને લીમડો પ્રકાશમાં ખાવ તોએ કડવોજ. જો સ્ત્રી કજ્યાખોર સ્વભાવની હશે તો ગમે તેમ કરીને પણ પોતાનો વઢકણો સ્વભાવ સાસરાંમાં બતાવ્યા વગર રહેતી નથી. તેણી ગમે તેમ કરીને પતિને પણ છેડછાડ કર્યા શિવાય રહેતી નથી. સ્વામી અબોલો રહી સાંખીને મુગો રહે તોપણ તેણી કહેશે કે; "મસુકલા બોલતા કયું નહિંરે! મસુકલા બોલતા કયું નહીંરે! તેરે હાથમેં બરછી ભાલા, મારતા કયું નહીંરે! મસુકલા મારતા કયું નહીંરે!" વગેરે વગેરે છેડતી શોધે છે. બેટી! આવાં છકેલપણા ને છટેલ છુટાપણાને હું ધિક્કારનારો છું. હક્ષલી કહે તેમ, જે માત્ર એકજ છુટાપણું હું પસંદ કરૂં છું તે સત્યનું એકાદું કાર્ય કરવાનું છુટાપણું છે. દુષ્ટ કૃત્ય કરવાનું છુટાપણું જો કોઇ મ્હારી પાસેથી લઈ લેવા માગે તેને તો હું સસ્તામાં સસ્તી કિંમતે

આપી દેવાને તૈયાર છું! દીકરી! નઠારૂં છુટાપણું નઠારા સંગનું પરિણામ છે. માટે છટેલ છુટાપણાથી ઉપજતાં દુઃખ અને વિપત્તિરૂપી ઝાડનો નાશ કરવા સારૂ સત્સંગના કુહાડાનીજ જરૂર છે. જેમ સમુદ્રમાં અનેક નદીઓ આવીને મળે છે તેમ સત્સંગમાં સારા સદ્‌ગુણોવાળી નદીઓ આવીને એકઠી થાય છે. નઠારી સંગતથી નઠારો હવસ પેદા થઇ કામવશ થવાય છે.

"બિત્યામ્ ગેરેજામ્ ગરેઝએત અષિશ વંઘઉહિ યા બેરેઝઇતિ, હચ અવં-ઘૂહાઇ જહિકયાઇ, યા અઓમ પુથ્રેમ્ બરઇતિ, અન્ય ધ્માઇ અર્ષાનાઇ વર્‌શ્તેમ્, પઇથે ઉપ-બરઇતિ. કુથ હીશ્ અઝેમ કેરેનવાનિ? અસ્મનેમ અવિ ક્રષુસાનિ? ઝાંમ્ અવિ નિઉર્વિસ્યાનિ?" (અરશીશ્વંઘ યશ્ત.)

યાનેકે; જે નાપાક સ્ત્રી પર પુરૂષની તોખમનું પારકા પુરૂષના બુન્દનું બચ્ચું લાવે છે, અને તેવું બચ્ચું લાવીને પોતાના ભોળા સ્વામીને ગળે ઓળવે છે, તેમને માટે બબ્બે વખ્ત પોકાર મારીને બુલંદ દરજ્જાની અરશીશ્વંઘ ફરેસ્તી કહે છે કે; "અરેરે! આવી દુષ્ટ વલ્લભાને હું શું કરૂં? શું હું આકાશ ઉપર ઉડી જઉં? શું હું પાતાળમાં સંતાઇ બેસું? હું શું કરૂં!" હે મ્હારી વ્હાલી બેટી! એટલા માટેજ કહું છું, કે આપણે ઘરની ગ્રહસ્થાઇનો પમરાટ તું નઠારી સંગતમાં કદિએ પણ દુષિટ કરીશ મા. હે ચંદન વૃક્ષ જેવી બેટી! બહુએ વૃક્ષો વનમાં તો પડેલાં છે, જેમની સુગંધ તો માત્ર તેમનાં બહાર દેખાતાં ફુલોમાંજ રહેલી છે, પરંતુ ચંદન વૃક્ષની પેઠેમ ત્હારાં તો દરેકે દરેક અંગમાં સુગંધ રૂપી ગુણો ભરેલા છે, તો તે ત્હારી સુગંધ નર્કના દ્વારે વ્યર્થ કરીશ મા. પરધનનું હરણ, પર પુરૂષનું શરણ, અને બ્હેન બંધુનું મરણ એ ત્રણ દોષથી મોટા ભયો ઉત્પન્ન થાય છે. માટે કપટનાં કાર્ય, વગર ઉપાયે પણ સિદ્ધ થતાં હોય તોએ તેમાં ત્હારૂં મન લલચાવતી ના. જંગલમાં કે એકાંતમાં મૂકેલું પારકું ધન જોવામાં આવે તોપણ તે લેવાની વેતરણ જેઓ મનથી પણ કરે તે ગુન્હાજ છે, તેને "માન્સિક ચોરી" કહે છે. જંગલમાં કે એકાંતમાં પારકો પુરૂષ મળે તેના તરફ માત્ર બદ નજર કરવી એ પણ અપરાધ છે, જેને "માન્સિક વ્યભિચાર" કહેવામાં આવે છે. જે બેટી પર પુરૂષને પિતા સમાન, પર દ્રવ્યને પથરા સમાન, અને સર્વ પ્રાણીને પોતાના સમાન ગણે છે તેની સેવા ફરેસ્તાઓ કરે છે; તેને સ્વર્ગેજ લઇ જાય છે.

"ખેરદ બાયદો ફરરો નામો નેઝાદ;
બદીન ચાર ગીરદ સેપ્હેર અઝ તુ યાદ."

વ્હાલી દિકરી! જે ચાર વસ્તુઓ સારૂ આકાશ ઉપર ઉંચે પણ તને સૌ ભલું કરીને કહેશે તે એટલીજ છે, કે તું ડાહી ડહાપણવાળી હો! ત્હારૂં આત્મિક

બળ પ્રકાશિત હો! ત્હારી નામના થાવ! અને તું ઉંચી બુન્યાદબાદી હો! પરધન ને પરપુરૂષનો ખ્યાલ તને નર્કમાંજ નાખશે. મૅરી ફ્રીથ જેણી રાજા ૧ લા ચાર્લ્સની કારકિર્દ્રમાં થઇ ગઇ, તેણી ખીસાકાત્રુ ને પ્રખ્યાત ચોત્તી હતી. મરદ કરતાં પણ તેણી જબરી ચોર હતી. ભલા ભલાને તેણી લુંટતી હતી. એકવાર તો જેનરલ ફૅરફૅક્ષને પણ લુટયો હતો, જેથી તેણીને ન્યુગેટની જેલમાં પણ નાખવામાં આવી હતી. ત્યાંથી પણ પોતાના બાજંદાપણાના સાધન વડે છટકવા પામી હતી. હડહડતી બદમાસી કરવામાં તે ફાવી જતી હતી; તેણીને કોઇનો પણ ડર નો'તો. માથે બસ છેડો મૂકીનેજ ફરતી હતી. પણ આખરે જળંદરના રોગથી, તેણીએ **જેટલાં** વર્ષ જાલમી ચલાવી **તેટલાંજ** વર્ષ પીડાકારી ભોગવી હેરાન થઇ થઇને ૭૫ વર્ષની વચે, હજારો જાતનાં દુઃખ દર્દ વેઠીને, મરણ પામી હતી. તેણીએ પોતાનું કર્મ સુધાર્યું નહિં તેથી અબળાજાતિ છતાં, પાછળે દહાડે ઘણું દુઃખ દેખીને મુઇ છતાં, કોઇએ પણ તેણીની કદર બાધી નથી. કીનાખોર હોવાથી સર્વે કોઇ તેના ઉપરજ કીનો લેવાને રૂઠયાં ઉઠયાં હતાં. યાદ રાખજે બેટી, મનની અશકિતમાંજ કીનાએ જડ ઘાલેલી હોય. જેઓ બેબુન્યાદ, દુષ્ટ, નીચાં, અને બાયલાં હિચકારાં હોય છે, તેમનામાંજ પારકાની ઍબ કાઢવાની અને લાયકાતવાળાં ઉપર કીનો લેવાની કટેવ હોય છે. પેલી મૅરી ફ્રીથના જેવીજ કીનાખોર મૉલ ફ્લેન્ડર્સ નામની પ્રખ્યાત છોડીની પણ દુર્દશા થવાનું કારણ પાપાચરણ હતું. તેણી રાજા ૨ જા ચાર્લ્સના વખ્ત ઉપર થઇ ગઇ. પરંતુ પોતાના પાપાચરણથી તે પાછી ફરીને સુધારા ઉપર ઝટ આવી ગઇ હતી. **ઓલ્ડ બેલી**માં જન્મેલી આ છોડી અતિ સુંદર પરી સ્વરૂપ હતી. ૧૨ વર્ષ વેર દરબારીઓમાં લફંગી થઇને ફરી હતી. પાંચ પાંચ વાર પરણી, પણ તેનો કામ સમાયો નહિં. બાર બાર વર્ષ વેર અથંગ ચોર લેખે પ્રખ્યાત થઇ, આઠ આઠ વર્ષ વેર વરજીન્યામાં દેશનિકાલ થઇ રહી, પરંતુ છેલ્લા દહાડામાં એવી તો સુધરી ગઇ, એટલી તો પ્રમાણિક ને પવિત્ર જીંદગી ગુજારવા લાગી, દરરોજ દર કલાકે પોતાના પાપો માટે જાર જાર રડીને પસ્તાવો કરવા લાગી, શ્રીમંત થવા પામી તોએ ગરીબોમાં ધર્માદાય કરી દીધું, જોગણ બનીને દરેકે દરેક ચીજ પાપનાં પ્રાયશ્ચિતમાં અર્પણ કરી પવિત્ર જોગ વડે મરણ પામી. માટે હે બેટી! આ સ્વાર્થી સંસારમાં તું કદિ પણ મોહ માયામાં પડીને પાપનું પોટલું બાંધીશ મા. કદિએ તું કોઇની ઍબ કાઢવામાં કે કીનો ને વેર લેવાના પાપમાં પડીશ મા.

"તુ અયેબે કસાન હીચ ગુન્હે મજૂઇ;
કે અયેબ આવરદ બર તુ બર અયેબ ગુઇ."

તું બીજાંઓનાં છિદ્ર કાઢી કોઇની પણ ઍબ શોધીશ નહિં; કેમકે નિંદા, ગીબત, વગેરેને લીધે નિંદાખોરો ત્હારી પોતાનીજ ઍબ ઉંઘાડવા મંડી જશે. ત્હારી

ગીબત ને નિંદા થશે ત્યારે ત્હારો બચાવ કરવાને કોઇ નિકળશે નહિં. પોતાનો સ્વાર્થ હશે ત્યાં સુધી બધાં ત્હારી ઉપરથી મરી મરી જશે, પણ ત્હારી ઉપર આવી પડશે ત્યારે બધાં સગાં સંબંધી દુર થઇ જશે.

"સગાં સહોદર ચહાય સહુ, ચૈતનનો વહેવાર;
પછી ન રાખે પા ઘડી, સ્વારથિયો સંસાર.
બીજાંનું ભુડું ચહી, પડે કાર્ય સહુ પાર;
એવું અંતરમાં ચહે, સ્વારથિયો સંસાર.
મૃદંગને ખાવા મળે, મિષ્ટ સુંવાળો સાર;
તો ગાયન મધુર કરે, સ્વારથિયો સંસાર.
શ્વાન સમીપ ટુકડો ધરે, લાડે લલીત પ્રકાર;
પશુ પક્ષી કાં મનુષ્યમાં, સ્વારથિયો સંસાર."

(બુલાખી.)

## શિક્ષણ ૧૧ મું.

"When a young woman b haves to her parents in a manner particularly tender and respectful, I mean from principle as well as nature, there is nothing good and gentle that may not be expected from her in whatever condition she is placed."–

*Fordyce.*

મ્હારી વ્હાલી બેટી !

જેમ તું ત્હારાં માબાપ પ્રત્યે માયાવાઞી, દિલસોઝ ને દિલોજાન રહી છે, તેજ પ્રમાણે ત્હારાં નવાં માબાપ જે સાસુ સસરા, તેમના પ્રત્યે દિલબરી અને દિલાવરી રાખજે. જેવી તું ત્હારાં ભાઇ બ્હેનો પ્રત્યે હેતાવળી, પ્રેમાવળી, ને ટેકાવળી રહી છે તેવી તું ત્હારાં નવે જન્મનાં ભાઈ બ્હેનો જે નણંદ ભોજાઇ, દેરાંણી જેઠાંણી અને દિયરો તથા જેઠો તેમની સાથે રહેજે. જેમ તું ત્હારા ખુદા તરફ ભકિતભાવ બતાવી આપણા ઘરમાં ધર્મ—દિવાની જેવી ચુસ્ત માઝદયશ્ની જરથોસ્તી રહી છે, તેવીજ ધર્મ નિષ્ઠાવાળી તું સાસરે પણ રહેજે, અને ત્હારા ધણી ઉપર જાનફેશાન રહેજે. પરંતુ ત્હારો ખાનદાની ટેક ( Self respect ) કદિ પણ છોડીશ મા. નમ્રતા સાથનો ટેક રાખેથી તું સાસરે સમાઇ શકીશ. મોહબતભર્યો ટેક રાખેથી તું સાસરે ઘણી શોભીશ. અંદાજાભર્યો ટેક રાખેથી તું સગાં સંબંધીઓમાં માન

ખામીશ. ટેક ખાધાપીધાનો, ટેક વાતચિત્તનો, ટેક હસવા બોલવાનો, ટેક પહેરવા ઓઢવાનો, અને ટેક રેહણીકરણીનો રાખજે. કોહેલી છે, દાઢાબળી છે, મીજાજી છે, નસંબંધી છે, પાજી સ્વભાવની છે, તરકડી છે, મોટાઇખોરી છે, એવું બોલાય એ કાંઇ ખરો ટેક નહીં. ટેકમાં રહેવું, એટલે સાનું માન ઉત્પન્ન થાય એવું વર્તન રાખવું, પાછળથી કોઈ આંગળી દેખાડે એવી લેહલેહ થઇ કોઇ પણ સંગતમાં, કોઇ કોઇ પણ કંપનીમાં, કોઈ પણ સમુહ કે મેળાવડામાં ત્હારી મજાક મશ્કરી થઈ પડે એવું રમકડું ત્હારે થવું નહીં. ખાધાપીધામાં અકળાયેલી ના થતી, નહીં તો ટેક રહેશે નહીં.

"જો ન બરછી તરછી ડરે, મરે સુ કરછી માર;
દેખો બડ ભડ સિસમસેં, કૈરો કિય બસ અહાર."

જે કોઇ બરછી કે વાંકી તરવારના મારથી પણ ડરે નહીં, તેવો બહાદુર પણ કડછીના મારથી મૂવેલો સરખો થઇ જાય છે. એટલે કે, કડછીનો માર જે ભોજન, તેનાથી માણસ મારેલું મારેલું ફરે છે. તેનો ટેક રહેતો નથી. જુવો કે, ભિષ્મપિતામહ જેવા મહાન યોદ્ધા, તેવાને પણ કૌરવનું અન્ન ખાધાને લીધે એટલું તો નીચું જોવું પડયું હતું, કે ભરી સભામાં દુષ્ટે દ્રૌપદીનાં વસ્ત્રો ખેંચવા માડયાં, તે વેળાએ મહા ધર્મિષ્ટ, અને મહા જોરાવર એવો ભિમ ત્યાં બેઠેલો હતો છતાં, તથા પોતાનો ધર્મ ડુબ્યો છતાં, અન્નનો મારેલો કાંઇજ બોલી શકયો નહીં; તો જોકે તે એકલો બધાને પુરો પડે એવો બળવાન હતો. માટે દીકરી! બનતાં સુધી કોઇના ઉપકારમાં ના જઇશ. વળી વારંવાર કોઇને ત્યાં જઇ જઇને બેસવાનું રાખતી ના. ઘડી ઘડી સગાં સ્નેહિમાં કે સહી મિત્તિમાં મળવા ભેટવા જવું એ પણ ટેક ખોવાનું બ્યાનું છે. મળવા ભેટવા જવામાં પણ બૉત મેંઘી બેચ્યો બેટી. જામી શાયર એક ફકીરની વાત કહે છે કે;

બ દરવીશ ગોફ્ત આં તવાંગર ચેરા—
બ પીશમ પસ અઝ દયરહા આમદી?
બે ગોફ્તા; "ચેરાં ન આમદી પીશે મા?"
બસી ખુશતર અસ્ત અઝ "ચેરા આમદી?"

એક શ્રીમંત સાહુકારે એક ફકીરને પુછયું કે, "મ્હારે ત્યાં તને હું લાંબે વખતે આવેલો જોઉં છું તેનું શું કારણ? તું આવવે મોંઘો કેમ થયો વારૂં?" ફકીરે ઉત્તર દીધો; "તું શા સારૂ વળી આવ્યો છે?" એ સવાલ કરતાં, "તું શા માટે આવ્યા નથી કરતો?" એ શબ્દો મ્હને ઘણા મધુર લાગે છે. દીકરી! કોઇને ઘેરે ઘડી ઘડી જવું એ સાસરાંની અદાલતમાં ગુન્હો ગણાય છે, અને

કોઇના ઘરમાં નઠારી નજર કરવી એ દાદારની દરઘામાં અપરાધ ઠરે છે. માટે કેથે જવા આવવામાં ટેક અને વિવેક પકડી રાખજે. વળી કેથે જવું પડે તો "અમારે ઘેર તો આવું તેવું, ને તમારે ઘેર તો જેવું તેવું" એવી હલકાઇ ને ઇતરાટ બીલકુલ કરતી ના દીકરી. એ કાંઇ ટેક નહીં કહેવાય. યાદ રાખજે કે તું આપ ઘર બેટી, ને પર ઘર વહુ છે, તેમજ તું પર ઘર બેટી ને આપ ઘર (સાસરે) વહુ છે દીકરી. એક ન્હાની કુમારિકા પોતાની માતુશ્રોને વ્હાલથી પુછતી રહેતી, કે "માતાજી! આપ મ્હને કેવોક ધણી અપાવશો?" ત્યારે માવતર સર્વદા કહેતી કે; "પુત્રી તું જેવી થઇશ તેવોજ તને સ્વામી પણ મળશે!" માટે દીકરી! તું જેવો વિવેક રાખીશ એવો ત્હારો આદરભાવ થશે. કેથે મળવા જઇને ટિચકું ચઢાવી જરા જરામાં સુગાંત્રિ બતાવવાના ઢોંગ કરવા સારૂ નાકમાં રૂમાલ ખોસીશ, તો બીજી વાર તેઓ ત્હારાં મોઢાંમાં થુંકવાનું પણ બાકી નહીં રાખશે. શાયર કહે છે કે;

"હરકે ગરદન બ દાઆવી અફરાઝદ;
દુશમન અઝ હર તર્ફ બદુ તાઝદ.
સાઆદી કે ઉફ્તાદે અસ્ત આઝાદે;
કસ ન આયદ બ જંગે ઉફ્તાદે."

જે કોઈ તુંડાઇ તેંહેંકરાઈથી પોતાની ગરદન ઉંચી ને તડી રાખવાનો દાવો કરે છે, તે દરેક ગમ દુશમનોથીજ ઘેરાએલું થઇ પડે છે. સાદી શાયર જે નીચી મુંડી ખોસીને કમીનો નિહંકારી થઈ નમ્રતાથી રહ્યો છે તેની સામે તો કોઇ પણ લડવા કે ટોણા મારવા નિકળતું નથી. તત્વવેત્તા પ્લેટોને ભેટવા સારૂ ફીલસુફ ડાયોજિનીસ એકવાર તેને ઘરે ગયો. પ્લેટો ઘરમાં પાછલે ખંડ બેઠેલો હતો. દિવાનખાનામાં રંગીન સુંદર ફરસ જમીન ઉપર પાંથરેલો હતો. ડાયોજિનીસને પ્લેટોની મોટાઇ પસંદ ન પડવાથી તિરસ્કાર કરીને જાજમ ઉપર પગ અફાળીને બખાળ્યો કે; "પ્લેટોની મોટાઇને હું આ રીતે મ્હારા પગ તળે રગડોળું છું!" પ્લેટોએ ટહુકો કર્યો કે; "ખરી વાત! પોતાને વિશેષ તુંડ ને અભિમાની પૂરવાર કરી આપ્યા વગર તમારાથી ગાલીચા ઉપર ચાલી શકાયું નથી મિત્ર!" એકનું અભિમાન તે બીજાની નમ્રતા છે. દૌલત ને સોના રૂપાં પ્રાપ્ત થતાં અહંકારી સ્ત્રી કહેશે, "સોના રૂપાં પ્રાપ્ત કરો, અને તેનાં આભુષણો પહેરો." જ્યારે ડાહી શાણી સ્ત્રી કહેશે કે; "સોનું મેળવીને તેનો સોના જેવોજ સાચો ઉપયોગ કરો." કારણ કે; દુઃખમાં આવી પડેલી બ્હેનોનો છુટકારો કરવાની આપણી ફરજ છે. એક જુગારી કહેવાનો કે; "સોનું રૂપું પેદા કરો, ને પછી તેને ગુમાવી દો." ત્યારે ઉદાર દિલનું આદમી કહેવાનું કે; "પૈસો પેદા કરો, ને અનાથ

ભાઈબંધો સાથે વહેંચી વાંટીને ખાઓ; કેમકે ભુખ્યાંઓને ભોજન, નાગાંને વસ્ત્ર, ને મુએલાંને કફન આપવાની આપણી ફરજ છે." મૂર્ખ છોડી કહેશે કે; "શેર સોનું મેળવો ને ઉતાવળે તેનો અંત્ત આણો!" હે બેટી આવી ભુંડી વહુ એક ભલાં સાસરાંમાં આવી હોય તો તેનો ભલો પતિ તેણીને અવર પગલેની સમજી, આ પૃથ્વિ ઉપર જીવતો છતાં તે દોજખમાંજ પડેલો છે. આવી ભુંડી વહુની સંગતથી તો ખુદાજ પનાહમાં રાખે. બેટી! ત્હારા વરજીને એવું બોલવાનો પ્રસંગ નહીં આપીશ, કે "હે દાદાર બાપ! આ ઓરતનાં દોજખથી તું મ્હને મોકળો રાખજે!" એક કંજુશ મખ્ખીચુશ વહુની કહેવત છે કે, "હે પ્રભુ, મ્હને સોનું રૂપું આપ, કે હું કોથીમાં ભરી મૂકું!" વળી એક ઉડાઉ વહુની કહેવત છે કે; "હે પ્રભુ! મ્હને સોનું આપ, કે હું મોજમજામાં સઘળું ઉડાવી શકું!" બેટી! સાસરેનાં ધનની તો જીવની માફક જાળવણી કર્યે. નાટકો જોવામાં કે સીનેમા ને સરકસોમાં વારંવાર જઈને ધનનો ધુમાડો કરવા કરતાં ત્હારાં સાસરાંનો સાસરો વાસરો કરવાનાં રોકાણમાંજ હરદમ તું રોકાયેલી ભલી. ચાહનો વેપારી કરોડપતિ લિપ્ટન પોતાની આખી જીંદગીમાં એક પણ વાર નાટક જોવા ગએલો નહીં, તો જોકે તેને નાટક જોવાનો શોખ તો થતો, પરંતુ પોતાના કામ ધંધામાંથી નાટક ફાટક જોવા જવાનો તેને વખતજ મળતો નો'તો. બેટી, તું સોનું મેળવવાનો દલાલીનો લોભ પણ રાખીશ મા, કેમકે એક દલાલ તો એવીજ પ્રાર્થના કરે છે કે; "હે ભગવાન! મ્હને સોનું રૂપું આલો, હું બીજાંઓને ધીરધાર કરીને વ્યાજ કુટી ખાઉં!" નહીં બેટી, તું આ દુન્યાંની ખરીદી કરવા સારૂ સોનુંજ મેળવજે.

લક્ષ્મી કહે મેં નિત્ય નવી, કેની ન પૂરી આશ;<br>
કીતને સિંહાસન ચઢ ગયે, કીતને ગયે નિરાશ.

બેટી, તુ "ગેંતી" ખરીદ કરવા સારૂજ સોનાની માગણી કરજે. આ માયાવી જગત્‌ને ખરીદ કરવી, એનુંજ નામ ગેંતી ખરીદ. અર્થાત, પૃથ્વિ ઉપરજ સવાબનાં ભલાં રૂડાં કામો ખરીદ કરવા સારૂ સોના રૂપાં માગ્યે; જેથી મુવા બાદ રૂવાનને પેલી દુન્યામાં સુખ અને શાન્તિ મળશે. ત્હારી બ્હેનપણીઓ તો આજે એટલુંજ સમજે છે, કે સાસરા સંસારમાં ગમે એવાં ચેડાં કાઢી પાપોનાં પીપો ભરીને પાછળથી ગેંતી ખરીદ કરાવવી! એટલે નવ દહાડા સૂધી જેમ ગુજરેલાંની ક્રિયા કરાવ્યે તેમ જીવતાં જીવત કે મુવા પછી ગેંતી ખરીદ કરાવ્યાથી પાપો કપાઈ જાય! તું એવાં સોના ઉપર ભરોસે ના રહેતી. એવાં સોના ઉપર તો કાટ ચઢે. તું કોઈની નિંદા ન કર, સૌ પર ઉપકાર કર, ને ભાડુતી ઘોડાની પેઠેમ કાછડો મારીને બસ સાસરેનું કામ કર. પૃથ્વિ પર સર્વ વસ્તુને કાટ ચઢે, પરંતુ ભાડુતી ઘોડાની નાળ ઉપર, પરમાર્થી માણસના સોના ઉપર, અને નિંદક જીભલડી ઉપર

ફાટ ચઢતો નથી. ત્યારે હવે ત્હારી જીભને સમાળવા વિષે હું તને બે બોલ કહું તેનો સાસરાંમાં અવશ્ય ઉપયોગ કરતી રહેજે, ને જીભ ચલાવતી વખ્તે તે આડી ફાટે ત્યારે તું યાદ કરજે ઝટ, કે "મ્હારા બાવાજીએ મ્હને શું કહ્યું હતું!" સુંદર બેટીઓ પોતાની જીભને કાબુમાં રાખીને તેની લગામ હાથમાંથી છોડી દે છે, ત્યારે તે બેટીઓ બદશીકલની, બદસુરત, અને કરૂપી માલમ પડે છે. પારકાંઓના સંસાર વહેવાર કે ઘર ખટલાની ઝીણી જાડી વાતો કરવાથી તું પરહેઝ રહેજે.

"સખુન ચુંનો દુરૂયો બીકાર મર્દ;
દિલે હુશિયારાં કુનદ પૂર ઝે દર્દ."

બે મોઢે બોલનારી સ્ત્રી અને ધંધાધાપા વગરનો માટીડો, ડાહ્યાં માણસોના દિલ રંજીદા કરે છે. બેટી, ત્હારાં કે કોઇનાં મહિરાં કે પિયરને, સાસરાં કે પાડ-પડોશીનાં માયબાપને તું ભુંડું બોલીશ મા. કોઇને પણ શ્રાપ ના દઈશ પણ આશિર્વાદ આપજે. કોઇને જબાનથી ધિક્કારીશ મા, પણ પ્રેમના વચન બોલજે. Love is sunshine, hate is shadow. એક શાયરની સલાહ છે, કે પરમેશ્વરે **બે** કાન, **બે** આંખ, **બે** પગ, અને **બે** હાથ તથા **બે** ફીફરાં આપ્યાં છે, પરંતુ જીભ તો **એકજ** આપી છે, માટે **બે** વાર સાંભળવું, **બે** વાર નજરે જોવું, બધું **બે** વાર કરવું, પરંતુ બોલવું એકજ વાર; કાંકે જીભ **એકજ** આપી છે. બધાં કહે છે કે; પુરૂષ કરતાં સ્ત્રીનો અવાજ ઝીણો ને તીણો હોય છે, પરંતુ યૂરોપના ડોકટરોએ તો એવી શોધ કરી છે, કે ઉડવાનાં એરોપ્લેનો (બલુનો) માં બેઠેલી સ્ત્રીનો સાદ બે માઇલની ઉંચાઈથી નીચે સંભળાઇ શકે છે. માટે ત્હારા વરજી સાથે એકાંતમાં પણ વાતચિત્ત કરે તે સૌનું સારૂં બોલનારીજ સારીજ કરજે, "દિવાલને પણ કાન હોય છે, ને ભૂતની વાત પણ માનવી સાંભળે છે," એવી કહેતી છે. વાત કહું તે સાંભળ.

ધારાનગરીમાં એક વહેવારિયાનો પુત્ર હતો. તે પુત્ર ભુમિમાં દ્રવ્ય ક્યાં ક્યાં દાટેલું છે તે પણ પાસા નાખીને પારખતો હોવાથી, રાજપુત્ર સાથે તેને ઘણી દોસ્તી હતી. એક જંગલમાં બન્ને મિત્રો દ્રવ્ય દટાયેલું શોધવા ગયા. એક ચરૂ એવો તો મસ મોટો મળી આવ્યો, કે કોટિ ધન દોલતના હીરા માણક તેમાં ભરેલાં હતાં. રસ્તે આવતાં વહેવારિયો પુત્ર સુતો ને ઉંઘી ગયો. રાજપુત્રની દાનત બગડવાથી પેલા મિત્રની શિખા (ચોટલી) પકડીને કાંઠલો દાબી દઈ તેનો પ્રાણ લીધો. એ પ્રસંગે મરતાં મરતાં મિત્રે પેલા ખૂની રાજપુત્ર મિત્રને કહ્યું; "માત્ર એટલું કરજે દોસ્ત, કે મ્હારી માતાને કહેજે કે, ત્હારા દીકરાએ સંદેશો કહાવ્યો છે કે; **આપ્રશિખ!**" રાજપુત્ર બધું ધન લઇને ધારાનગરીમાં આવ્યો, અને

મિત્રની માતાને કહ્યું કેઃ—"ધન જડયું તે અમે લાવતા'તા એવામાં રસ્તે ચોર લુટારાં મળ્યાથી ત્હારા પુત્રે ઉંચકેલું બધું ધન લુટી લઈને ત્હારા પુત્રને મારી નાખ્યો." માતા કહે; "પુત્રની એ બહાને કજા આવી. જમડો લુટારૂના વેશમાં આવ્યો હશે. ઠીક. પ્રભુનું ધાર્યું થાય. ભાઇ, પ્રભુ કરે તે માથા પર. તું દિલગીર ના થઇશ. જે બન્યું તે ન બન્યું થનાર નથી, પણ દીકરે કાંઈ સંદેશો કહાવ્યો હોય તે કહે!" રાજપુત્રે કહ્યું; "હા, તેણે **આપ્રશિખ** એમ કહ્યું છે." **આપ્રશિખ**નો અર્થ માતાને કંઇ સમજાયો નહિં. તેણીએ જઇને **ભોજ** રાજાની દરબારમાં તે શબ્દનો અર્થ કરવા અરજ કરી. ભોજ તેનો અર્થ કરવા બેઠા. પંડિતોને કહ્યું, પણ કોઇથી અર્થ ઉકેલાયો નહીં. ભોજે કહ્યું; "તમે પંડિતો શા ખપના? રાજમાંથી નેમણુકો ખાવ છો, ખીચડો ખાવ છો, ને શાસ્રાર્થ કેમ ન કરો? છ માસમાં અર્થ ન કરો તો બધાઓને ઘાંચીની ઘાણીએ પીલી નંખાવીશ!" છ માસ વિતી ગયા પણ જ્યારે કોઇથી અર્થ ના થયો, એટલે માત્ર એક દિવસ બાકી રહેલો હતો. એટલામાં મુખ્ય પંડિત વરરૂચી મરણના ભયને લીધે રાતોરાત સ્મશાનમાં ગયો ને એક વડના પોલાણમાં સંતાઇ બેઠા. મોડી રાતે વડમાં વસનારા મોટા ભૂતોએ ન્હાના ભૂતોને કહ્યું કે; "સવારે **ભોજ**રાજા ઘણા પંડિતોને મારી નાખશે તેથી આપણો ખોરાક ઠીક ચાલશે!" ન્હાના ભુતોએ તેનું કારણ પુછતાં મોટા ભૂતો કહે; "રાજા **આપ્રશિખ**નો અર્થ માગશે તે કોઇથી કહેવાશે નહીં, ભુતોજ તેનો ભેદ સમજે." ન્હાના ભુતોએ અર્થ જાણવા માગ્યો ત્યારે વૃદ્ધ ભૂત કહે; "વર બૈયર એકલાં સુઇને વાતો કરે તે પણ ખુણે ખંટોળે ભરાઇને નણંદો ને સાસુડી સાંભળવાને ભિંતે કાન દે, માટે દીકરાઓ! આપણી ગુપ્ત વાતનો ભેદ મોટેથી ન બોલાય. કોઇ પણ કેથે મેરે કોરે ભરાયેલોજ હશે!" વરરૂચીનાં ગાત્ર ઢીલાં થયાં, કે મ્હને પારખ્યો ખરો! જુવાન ભૂતોના આગ્રહથી આગળ પાછળ જોઇને વૃદ્ધભૂત ધીમેથી બોલ્યોઃ—**આપ્રશિખ** શબ્દમાં **આ** છે તેનો અર્થ **આણે**જ ત્હારા છોકરાને, **પ્ર** એટલે પ્રસુપ્ત સુતો હતો ત્યાં **શિ** એટલે શિખા (ચોટલી) પકડીને પગવડે દાબીને, **ખ** એટલે ખડ્ગથી માથું કાપી નાખીને મારી નાખ્યો છે! એવો એનો અર્થ છે." વરરૂચી તો સવારના પહોરમાં ડાઠમાઠ કરીને બડાઇ મારતો ભોજની દરબારમાં આવ્યો, ને બોલ્યો છાતિ ઠોકીને કે; "કોઇથી અર્થ ન થયો હોય તો હું કહુ!" આમ બોલી બધો ભેદ રાજપુત્રનો ઉઘાડો પાડી દીધો. રાજાએ વરરૂચિને મોટું ઇનામ આપી રાજપુત્રને સજા કરી, સઘળું દ્રવ્ય પેલા વહેવારિયાની માતાને અપાવી દીધું. સ્મશાનમાં જ્યારે ધારેલાં મડદાંનો ભક્ષ મળ્યો નહીં ત્યારે ભુતોમાં જે વૃદ્ધ હતો તે બોલ્યોઃ—"દિવસે તપાસ કર્યા વગર કાંઇએ બોલવું નહીં. રાત્રિએ

તો એકાંતમાં પણ ગુપ્ત વાત કરવી નહીં; કેમકે વડમાં જેમ વરરૂચી ભરાઇને આપણી બધી વાત સમજતો હતો, તેમજ મહાધુર્ત લોકો ચિમાઇ સંતાઇને આપણી વાતો સાંભળે છે!" ફીરદુશી શાયરનો બોધ છે કે;

અગર ચંદ નર્મસ્ત આવાઝે તુ;
કુશાદેહ કુનદ રૂઝ હમ રાઝે તુ.

તું ગમે એટલી નરમ સાદે ધીમેથી બોલશે તોપણ વખત જતાં ત્હારો ભેદ ખુલ્લોજ પડી જવાનો છે. વળી રસ્તે ચાલતાં આડું અવળું જોયા નહીં કરવું. ત્હારી ગુપ્ત વાતો બીજાંને કહ્યા કરતી ના. રસ્તે જતાં ઉભાં ઉભાં રહ્યા ના કરતી. કોઇ પણ સ્ત્રી કે પુરૂષના મકકર ને ફૅલ તુંજ જાણીને રહેજે, ઉંઘાડાં પાડતી ના. રસ્તામાં ચાલતાં હસતી ના. નઠારાં કાર્યમાં કોઇની પણ સહાયે જઇશ મા. વખ્તે વખ્તે વસ્ત્ર લુગડાંને ત્હારૂં અંગ દેખાય તેમ હલાવ્યા ના કરતી. ગરીબને ધિક્કારીશ નહીં. કોઇની હાનિ કરવા ખોટા ગપાટા સપાટા હાંકતી ના. ચેષ્ટા ને મશ્કરી કરવાથી દૂરજ રહેજે. ત્હારૂં ભંડોળ બતાવવા સારૂ બાંકાં પુંકતી ના. જે ચીજ સ્ત્રીને જાણવા કે જોવામાં શોભા નથી એવી બાબતોથી દૂરજ નાસજે. કાંકે

"મહાસાગરનું મીન, ટળવળતું જળ વિના:
તેમ કરી તદલીન, ચાલી છો તું સાસરે.
સારી ચાલી ચાલ, કીર્તિ કોટ ચણાવજે;
હરખ તણો હેવાલ, જો તું કામ જણાવજે."

મહા પુરૂષો ચાર ઉપાય વડે પોતાનો સંસાર સરળ બનાવે છે. સામ, દામ, દંડ, અને ભેદ. ઉત્તમ માણસોને સામથી, શુરા બળવાનને ભેદથી, નીચ માણસોને દામ દઇને, અને સરખી પંક્તિના સમાન માણસને દંડરૂપ પરાક્રમથી સાધે છે. આ સંસારમાં સ્રી એ પુરૂષનું અડધું અંગ છે; ઉત્તમમાં ઉત્તમ મિત્ર છે; કેમકે સહાય વિનાના પુરૂષને આ સંસારમાં બધા વહેવાર સારૂ સ્રીજ સહાયતા કરનારી છે. સારી ચીજની આડે ના પડતી. કોઈની બદસુરતી જોઇને હસતી ના. સાહેલીઓ સાથે વાતચિત કરે તો સુભાષિત રીતે વાતો કરજે. તને ગમે એવું દુઃખ થાય તોએ બીજાંપર રીસે ભરાઇને માઠું બીજાંને લાગે, દુઃખ પારકાંને લાગે, એવું તું ના બોલીશ. તુંજ ખરી છે એમ છાતિ ઠોકતી ના. ધણીના ધન ઉપર મુસ્તાક રહેતી ના. મર્યાદા મૂકીને છકેલ છટેલ થતી ના. માબાપ કે સાસુ સસરાનું કહ્યું જરૂર માથે ઉઠાવજે.

"સગાં સર્વ મર્યાદા સાથે, વાત વિચારી કરિયેંજી;
દુષ્ટ નારની સંગત દેખી, દુરજનથી દુર ફરિયેંજી."

મૂરીશ શાહજાદી ગૅલ્યાનાને માટે તેણીના પિતા ટૉલેદોના ગૅડાલ્ફે ખાસ તેણીને ખાતરજ સૌથી સુંદર મહેલ ટૅગસ નદી ઉપર બંધાવ્યો હતો, કેમકે તેણી બાપવખી દીકરી રહીને જે પણ કાંઇ તેનો પિતા શિખામણ દેતો તેને પૂરેપૂરી અમલમાં લાવતી હતી. જે જન્મ આપે છે, જે ભયથી રક્ષણ કરે છે, અને જે પોષણનું આપે છે, એ ત્રણ "જણ પિતા" કહેવાય છે, માટે સાસરે જતી દીકરીને માબાપ જે કાંઇ કહે, સાસુ સસરા જે કાંઇ કહે તે પ્રમાણેજ દીકરીએ વર્તવું જોઇએ. જે દીકરીઓ અને જે દીકરાઓ સદ્દગુણી હોય છે તેમને પેટેજ ઘણાં છોકરાં થાય છે. જે દુર્ગુણી દીકરીઓ હોય છે તેઓ વાંઝત રહે છે. મહારાણી વીકટોર્યા સદ્દગુણી સ્ત્રી હોવાથી નવ નવ છોકરાંની માતા થઈ હતી. કાંઉન્ટેસ ઑફ ડડલી પતિવૃતા હતી તેને પેટે સાત છોકરાં થયાં હતાં. લેડી એબરગેવની સત્‌વાદી હતી, તેને દસ ફરઝંદ હતાં. ડચેસ ઑફ આર્ગાઇલ પાક દામન સ્ત્રી હતી, તેથી બાર છોકરાંની માતા હતી. નઠારી દુષ્ટા વાંઝણી રહે છે, ને પાછલે દહાડે શ્રીમંત બાપની બેટી હોય તોએ પાણી ભરનારી બને છે. નઠારી સંગતથી સ્ત્રીઓ વ્યભિચારી બનીને ઘેરેઘેરની વઇત્રિ થઇ પડે છે. એવી સ્ત્રીના સાસરીયાંને સંતાપ થાય છે, ને માબાપને તેણીની હાલત જોઇને અંધાપો આવે છે.

"કસીરા કે દુખ્તર બુવદ આબ કશ;
કે આયદ વરા દર જેહાં ખાબે ખશ.
પેદર આસમાન બાદો માદર ઝમીન,
ન ખાનમ બરાં રૂઝગાર આફરીન."

જે માબાપની બેટી પાણી ભરનારી મજુરડી બની ગઇ હોય તેના માબાપને દુન્યામાં ખુશનુમા ઉંઘ પણ શેની આવે! એવી બેટીનો બાપ આકાશ થાવ, અને એવી દુકતીઓની માતા તો આ ધરતીજ થજો! એવાં કમનસીબની બેટી પેટે પેદા પડે એવી હું કોઇને માટે પણ પ્રાર્થના નહીંજ કરૂં. ડાયોમદની જાલમ બેટી સાઇઝનીસ પોતાના બાપની કુમક ઉપર કુદીને પોતાના પંજામાં જે કોઈ આવે તેને જીવથી મારી નાખતી. પોતાને પેટે છોકરાં અવતરે એ ધાનતથી ન્હાના બાળકોને મારી નાખીને તેમનાજ બાપોને તે છોકરાં જબરદસ્તીથી ખવાડતી હતી! પરંતુ પાછલે દહાડે અન્નને અને દાંતને પણ વૅર પડયું. બાપ મૂવે બાજંદી થઇને પેટ ભરવા લાગી, ને વાંઝત રહી મરણ પામી. માટે મ્હારી પ્યારી દીકરી, ઘડપણમાં સુખી રહેવાય એવાં કામ જુવાનીમાંજ કરવાં, અને પેલી જેહાનમાં સુખી રહેવાય એવાં

કામ તો આખી જીંદગી સૂધી કર્યાજ કરવાં. કાચની શીશી ક્ષણભંગુર છે, અને તે શીશીમાં વળી તુચ્છ રેતી ભરીને ટાંગવામાં આવેલી છે. તેની સંગાતે ધાતુની મજબુત ને રાગડો કાઢનારી ઘડીયાળની લોઢીને પણ મોગરીના ફટકા ખાંયા કરવા પડે છે. માટે ત્હારી સંગત શરમ ઉપજાવે એવી ના રાખતી. મર્યાદા ને લજ્જા છોડવી પડે એવી ટોળીવાળીઓમાં ના ફરતી. માથે છેડો મૂકી કોઈનું પણ ભુંડું કરવા સારૂ અમર્યાદ થઇશ નહીં બેટી. Doing good is the only certainly happy action of a man's life.

ह्रिमान ह्री पापं प्रद्वेष्टि तस्य श्री रभि वर्द्धते ।
ह्रीर्हता बाधते धर्म्मं धर्म्मो हन्ति हतः श्रिये ॥

લજ્જાવાળાં ને મલાજાવાળાં માણસો પાપનો ધિક્કાર કરે છે. મર્યાદાવાળાં માણસની દોલતનો વધારો થાય છે. પરંતુ અમર્યાદાવાળાં ને લાજ શરમ વગરનાં આદમી અધર્મિ બને છે. જેના ઘરમાંથી ધર્મનો નાશ થાય તેના ઘરમાં ધનનો પણ નાશ થાય છે. મહમદ ગઝનવીએ ૧૧ મી સદીમાં હિંદુસ્થાન આવીને લુટ ચલાવી હિંદુના ધર્મનો અને મનુષ્ય ધર્મનો નાશ કરીને હિંદુ રાજાઓની રાણીઓનાં કરોડો રૂપૈયાનાં ઘરેણાં તેમના અંગ ઉપરથી ઉતરાવીને, લજ્જા છોડીને પોતાના ૪૦૦) શિકારી કુતરાઓના ગળામાં તે ઘરેણાં પહેરાવ્યાં! મરતી વખ્તે તે રોયો, કે આ બધાં જવાહિરો લુટવામાં મેં અધર્મ જેટલો કર્યો તેટલો મને પરિતાપ થાય છે, છતાં હું તો ખાલી હાથે જાઉં છું! દીકરી! સૌ અવધે થશે. આજે તું સાસરાંમાં વહુ એટલે ગોલામડી જેવી હશે, પણ થોડાજ વખત પછી તુંજ ઘરની રાણી થઇશ, ઉતાવળ કરતી ના. વહેલી વહેલી સાસુની જગો લેવાના લોભમાં અનર્થ કરીશ નહીં બા. એક શ્રીમંત પણ આંધળી સાસુ પોતાની એકપૂરી વહુને દીકરીની માફક રાખતી હતી. સાસુની સેવા તે વહુ દિલ મૂકીને કરતી હોવાથી લાખો રૂપ્યાની દોલત તેણી પોતાની દીકરીઓને નહીં પણ વહુનેજ આપવાના મનસુબામાં હતી. કેટલાંક વર્ષ સાસુની સેવા ચાકરી કરતાં કરતાં તેને ભુંડો વિચાર આવ્યો, કે આંધળી સાસુ તો મરતી નથી ને માચડો ખાલી કરતી નથી. આ બુરા વિચારથી તેણીએ વહેલો લમકો ખાવા સારૂ વાડામાં પડેલો મુએલો નાગ લાવીને તે ઝેરી નાગને રાંધ્યો, ને થાળીમાં ઢાંકીને ડોસીને કહ્યું કે, હું દળણું લેવા જાઉં છું, માટે ખાવાનો વખત થાય ત્યારે થાળ ઢાંકી છે તેમાંથી પકવાન ખાજો. વહુને ઘણી વાર લાગી એટલે આંધળી સાસુએ ટંટોસી ટંટોસીને થાળને ઉંઘાડી. થાળ ઉંઘાડતાંજ અંદરથી ગરમ ગરમ ઝેરી બાફ આંખમાં ઉડયો. ઝેરી બાફ આંખમાં જતાંજ આંખના મોતયાનો પડદો ફાટી ગયાથી નરૂં પાણી નિકળી પડયું, અને ડોસી તો દેખતી થઇ! થાળમાં જુએ છે તો નાગના કડકા રાંધેલા જણાયા. ડોસીને બહુ ભય લાગ્યો, ને વહુ ઉપરથી મન ઉતારો

થયો. વહુ જેવી આવી તેવી ડોસીને તો આંખે દેખતી જોઇ. સાસુ કહે, "હું તો ખાઈ પરવારી, હવે તું એ નવાળા થાળમાંથી ખાઈ લે!"

"સાસુમા, સાસુમા, એ તો તમારી આંખ દેખતી કરવાનું પકવાન મેં રાંધેલું, તમને લાભ થયો એટલે બસ, મ્હારાથી એ ના ખવાય." વહુને આમ ચોરી પર સરચોરી કરતી સાંભળી સાસુએ દુહો કર્યો કે,

"દિયો સંત સંતાપ ભલ, બુરો દુષ્ટ સનમાન;
સૂર તપિ બહુ જલદાન દે, ખલ જખ ભખ લે પ્રાન."

સારૂં માણસ સંતાપ કરાવે, દુઃખ દે, તે પણ સારૂં, પણ બુરૂં આદમી સુખ આપે, માનપાન આપે તે પણ બુરૂંજ હોય. સૂરજ ઘણો તપીને ત્રાહે ત્રાહે પોકરાવે ત્યારે વરસાદનાં અમૃત પાણીનું દાન વહેલો વહેલો કરી દે છે, અને ખલ એટલે ભુંડું માણસ તે તો માછલાંને જેમ ભક્ષણનો ખોરાક દેખડાવીને તેના પ્રાણ લે છે, તેમ સારૂં સારૂં મિઠું મિઠું પિરસીને આપણને દુઃખ કરે છે. અરેરે દીકરી! તને અંગી ગણેલી તેજ શત્રુ થઇ! આપણો શત્રુ આપણું કાંઈ બિગાડ કરે તેના કરતાં જો આપણું વ્હાલું કાંઇ નુકશાન કરે તો તેને ક્ષમા કરવી બહુ કડવી લાગે છે. શત્રુથી ભુંડું થાય તેમાં દુઃખ ઘણું લાગતું નથી. પણ યાદ રાખજે, દીકરી, કે દગો કોઇનો સગો નહીં. એકદમ આખો લાડવો ખાવા જતાં તેં અડધો પણ ખોયો એમ આજથી સમજી લે. અપંગને છેતરવામાં અવર આવે છે. ઠગાઇની લુટ પચતી નથી. આટલું કહી પોતાની દીકરીઓને તેમને સાસરેથી બોલાવીને બધી દોલત વહેંચી આપી.

માટે હે દીકરી! સાસુની અદેખાઇમાં ત્હારૂં પણ સર્વસ્વ ગુમાવીશ મા. "દગાકી દૌલત દો ઘડીકી," એ કહેવત યાદ રાખજે. પાણીના પૈસા પાણીમાં પડશે ને દુધનાજ પૈસા ત્હારા ખિસામાં રહેશે.

મહિયારી ચલી મહી બેચનકું, પાણી મિલાઇ ભઇ સફરાણી,
લોભકે લચ્છન પાપ કરે જિવ, જાનત હે એક આતમજ્ઞાની.
જાઇ બજારમેં બેચ દિયા, તબ દોનો ભઇ મનમેં હરકાની;
બાનર ન્યાય કિયો અતિ સુંદર દૂધકા દૂધ ઔર પાનિકા પાની.

---

## શિક્ષણ ૧૨ મું.

> "To a father waxing old;
> Nothing is dearer than a daughter; sons
> Have spirits of higher pitch, but less inclined
> To sweet endearing fondness.—*Euripides.*

**મ્હારી વ્હાલી બેટી !**

દીકરી તરીકે હવે તને આ મ્હારા છેલ્લા બોધ છે; કેમકે હવે તો તું માતા થવાની મ્હને ખુશ વધાઇ મળી છે. બેટી મેં તને દહાડે વારે પરણાવી તેનુંજ આ શુભ પરિણામ છે. તુરકી લોકોને ચાર ચાર સ્ત્રીઓ પરણવાની છુટ હોવાથી તેમનો અખંડ પ્રેમ એક અંગ ઉપર બાઝતો નથી. પરણવાના દહાડા સુધી તે માટી બૈયરને એકઠાં મળવા દેવામાં આવતાં નથી. મૂર લોકોમાં પણ એવાંજ કઢંગાં લગ્ન થાય છે. હિંદુ લોકો બાળ લગ્ન કરતા હોવાથી છોડીઓ વહેલી વહેલી માતા થઇ બેસે છે, પરંતુ ચૉરીમાં સાત ફેરા ફરીને કરેલી પ્રતિજ્ઞાઓનું તેમને ભાન હોતું નથી. વળી કેટલીક હિંદુ કોમોમાં, જેઓમાં બાર વર્ષે લગ્ન કરવાનો પ્રસંગ આવતો હોય, તેઓ તો છોકરો છોકરી માયના પેટમાં હોય ત્યારથીજ વેશવાળ કરી મુકીને કાચા કરારથી બંધાઇ મરે છે. ગૂજરાતની ઘણી કોમોમાં ત્રણ ચાર ઓરતો પરણતા હોવાથી માટી બૈયરનો પૂરો પ્રેમ જામતો નથી. હિંદુ કોમોમાં ધણી ધણિયાણીનું પ્રથમ તો મોઢું પણ જોતાં નથી, પરસ્પર એક બીજાનું નામે લેતાં નથી. કવિ કહે છે;

> "પ્રેમ કરી પરણાવિયાં, મા બાપે જે સાથ;
> વર્તો વશ તેને તમે, પ્રભુ માની એ નાથ."

બેટી ! હિંદુઓમાં ચૉરી વખ્તે સાત સાત ફેરી ફરતાં જે પ્રતિજ્ઞા પરણતી કન્યા લે છે, તે દરેક પ્રતિજ્ઞા પ્રમાણે વહુએ પોતાના પતિ સાથે વર્તવાથી તેણી પોતાનો ભવ સુરક્ષિત પસાર કરી શકે. પરણતી કન્યા પહેલો ફેરો ફરતાં કૉલ આપે છે કે;

> "सुख दुःखानि सर्वाणि त्वया सह विभज्यते ।
> यत्र त्वं तदहं तत्र प्रथमे साऽब्रवीदिदम् ॥ १ ॥"

"હે નાથ ! મ્હારા આખા ભવનાં સુખ દુઃખના ભાગ્યા તમનેજ કરવામાં આવે છે, માટે વ્હાલા સ્વામી ! જ્યાં તમે ત્યાં હું." એ પ્રમાણે પહેલે ફેરે પેલી

કન્યા બોલે છે. અહિંથીજ વર બૈયરનો પ્રેમ શરૂ થાય છે. જે કોઈ જેના હાથમાંનો કસુંબો પીએ છે, તેની જોડે ગમે એવું વેર હોય તે પણ મુકી દે છે, અને પોતાના સગા ભાઇ કરતાં પણ તેને અધિક વ્હાલો સમજે છે. કારણ શું, કે પેલો પાનારો, વ્હાલો જાણીને પાએ છે; માટે પ્રેમી તેના હાથને ચૂસીને કસુંબો પીએ છે; તો જોકે ઝેર જે અફીણ તેનું બનેલું કસુંબા પાણી, તેને પણ અમૃત કરતાંએ વધારે મિઠું માનીને તે પીએ છે. એ મિઠાસ તે પ્રેમનો મિઠાસ છે.

કરેં સહોદરતેં સરસ, દે બિસરાઇ બૅર;
પ્રેમ પાની પરસતેં, સુધા સરસ હુઇ ઝેર. ( દયો. )

બેટી ! ત્હારે જેમ સાસરે ઝેર રૂપી અમૃત પીવું પડશે તેમ ત્હારાં સાસુજી, ત્હારાં નણંદ, ત્હારી દેરાણી જેઠાણી સર્વેએ ત્હારી જોડે પ્રેમ રૂપી કસુંબો તને પાવો પડશે. ત્હારી અગવડ સગવડનો, ત્હારી અડચણ સવડોનો ખ્યાલ કરીનેજ ત્હારૂં હેત તેમના પ્રત્યે રોજ ઉઠીને જાદે વધે એવી તેમણે પણ તજવીજ કરવી જોઇશે. એક બીજાંની સહેજ કસુર કિંવા ભુલને લીધે કાંઈ ઉલટા સુલટી લાગણી નહીં થાય, પરસ્પરને કોઇ રીતનું દુઃખ ન થાય, સાસરાં ઘરની ફજેતી બેઇઝતી અને ખૂંચખામી કે ઍબ પાડ પડોશી પણ ન જાણે, એવી રીતે ત્હારે ત્હારી સાસુ કે નણંદો સાથે વર્તવું જોઇએ. લોકોને તો જોવાનું ને સાંભળવાનું ઘણું ગમે, ને બીજી ગમ વધારીને વાતો કરવામાં તેમને તો ના સ્નાન કે ના સુતક, તેમને તો ના લાભ કે ના હાની, પણ આપણા ઘરની બચેરી ચકલે ચૌટે થઇ લાગે. ત્હારે માટે ચકલે ચકલે એવું બોલાય કે; "Blessing and blest wherever she goes;" જ્યાં જ્યાં એ છોડી જાય છે ત્યાં ત્યાંનાં સર્વને એણી સુખી કરે છે પણ ખરી, ને સુખી થાય છે પણ ખરી; એમ બોલાશે તો મ્હારી ગજ છાતી નિકળશે દીકરી. પતિવ્રતા સ્ત્રી તો પોતાના ધણીજીના પગ ધોએલું પાણી પીવાથી જેટલી પવિત્ર, પાક, અને શુદ્ધ થાય છે, તેવી ભલાં ભલાં વ્રતો પાળીને, અપવાસ કરીને, તીર્થ જાત્રા કરીને, કે દાન ધર્મ કરીને પણ પવિત્ર કે શુદ્ધ થતી નથી. કવી સ્કૉટ મ્હારાં કહેલાંને અનુમોદન આપીને કહે છે કે;

"It is the secret sympathy,
The silver link, the silken tie,
Which heart to heart and mind to mind
In body and in soul can bind."

બેટી ! ત્હારૂં સાસરૂં ગમે એવું મોટે ઘરનું હશે, પરંતુ જો ત્હારા સાસરા ઘરમાં પરસપર પ્રેમ ભમતો ન હશે તો ત્હારા સાસરાંમાં તું વહુ નહીં પણ વેરી થઇ પડીશ. બધિબધ ગમે એવું સૌ સીહા કાળું કાળું વ્યાપી રહ્યું કાં નહીં"

હોય, ચારે દિશાથી શત્રુઓનું જોર કાં નહીં ફેલાતું હોય, દરેક પ્રકારનાં સંકટો સામે આવી ઉભાં રહ્યાં કાં ન હોય, પરંતુ જો સાસુ વહુને, નણંદ ભોજાઇને, પતિ પત્નિને અરસપરસ વ્હાલ, પ્યાર, ને પ્રેમ વ્યાપેલો હશે તો બધી મુશકેલીઓ તુચ્છ છે; પરંતુ તેથી ઉલટું હશે તો દરેક વૈભવ ફિકા ફચ્ચ અને સુકા સટ્ટ જણાશે. સાસરાંમાં તો પ્રેમ એજ મૂહુર્તની થાંભલી છે. પ્યાર એજ સાસરાંનો પાયો. પ્રેમ એજ દુઃખનું ઓષડ. ઉદાસીની દવા એ સાસરેની મોહબત છે. માટે દીકરી ત્હારી ફરજ સાસરાંમાં પગ મૂકે ત્યારથી સૌના જીગરમાં પ્રેમના બીજ વાવવાનીજ છે. કવિ કહે તેમ

"નણંદ ભોજાઇ ને અન્ય સૌ, નેહથી વસતાં હોય,
ઇર્ષ્યા, સ્પર્ધા, કલેશ લવ, નવ નિશ્ચે ત્યાં હોય."

મ્હારી ડાહી દીકરી! કોઇને પણ તેમનાં સગાં વ્હાલાંની કસુરને લીધે દોષ દેતી ના; પણ પ્રેમથી કહેજે. કોઇની પણ કસુર તેના મોઢાં ઉપર પ્રગટ કરતી ના, પ્રેમથી કહેજે. ઘાતકી રીતે કોઇને હદથી જાદા કહીશ મા, પ્યારથીજ કહેજે. હુંજ ખરી છું એમ ઉઘાડી રીતે કહીશ ના, મોહબતથી બોલજે. સાસરાંની કંગાલિયત વીશે ફરિયાદ કરીશજ નહીં, પ્યાર વધશે. ડાહ્યાંને હસ્તી ના, કોઇનો રકાસ કરતી ના, કોઇને બનાવીને મશકેરી કરતી ના, અને ઘડી ઘડી "મ્હારા સમ! મ્હારા સમ!" કર્યા કરતી ના. બસ ત્હારા ધણીના પ્રેમ ઉપર જીવજે. પ્રોટેસીલેઓસની સ્ત્રી લાઓ ડેમ્યાને ટ્રૉય આગળ પોતાના ધણીની પાસેજ મારી નાખવાનું ઠરાવવામાં આવ્યું, ત્યારે તેણીએ માત્ર ત્રણજ કલાક વેર પોતાના મૂવેલા ધણી સાથે કાંઇક વાતો કરવાનું માગી લીધું. તેણીની માંગણી મંજુર રહી, પરંતુ ૩) કલાક પૂરા થતાંજ તેણી પોતાના મૂએલા ધણીની ફાંટમાંજ મૂએલી પડેલી જણાઇ હતી. આ પ્રેમનું લક્ષણ છે દીકરી. સીધીભાઇનો છોકરો સૌથી રૂપાળો તેની માતાને; તેમ ગમે એવો પતિ પણ પરમેશ્વર તેની પતિવ્રતા સ્ત્રીને. પોતાનો અને પારકાના પ્રેમનો ભેદ જોવો હોય તો ચંદનવૃક્ષ પડી જાય ત્યારે તું જોઈ લેજે, તેની સુગંધ લેનારા ભમરા તો જેવા આવ્યા હશે તેવા ઉડી જશે, પણ સુખડીનાં પાંદડાં ને પલ્લવો તો તે ચંદનના ઝાડની સાથે સાથેજ સુકાઇ જશે. દીકરી, જો તને સુખથી સાસરે રહેવું પસંદ હોય તો હમેશાં સર્વ સાસરિયાંનાં સુખ વધારવાનો પ્રયત્ન કરતી રહેજે. મહમદ પેગંબરે જેમ પોતાની તરવારની અણિ ઉપર પોતાનો ધર્મ ટકાવ્યો હતો, તેમ ત્હારી જીભની અણિ ઉપર ત્હારાં સાસરાંને ટેકવેલું રાખજે. દીકરી, ચૅારીમાં ફરતી વેળાએ બીજે પગલે જે વચન આપવામાં આવે છે તે સાંભળીને તું પણ તેજ પ્રમાણે અમલ કરજે. કન્યા કહે છેઃ—

"कुटुम्बं रक्षयिष्याम्या बाल वृद्ध कादिदम् ।
अस्ति नास्तीति पश्यामि द्वितिये साऽब्रवीदिदम् ॥ २ ॥"

"હે મ્હારા પ્રિયતમ! ન્હાનાંથી તે મોટાં સૂધી ત્હારા કુટુંબનાં સર્વનું હું રક્ષણ કરીશ, અને જે નથી દેખાતું તેને પણ દેખીશ અને જે દેખાય છે તેની પણ તપાસ રાખીશ. એટલે આગળ પાછળ સઘળે સરખી નજર રાખીને સંભાળીશ!" બેટી, દરેક વહુએ આ ઉત્તમ વચન પાળવા સારૂ સાસરા ઘરમાં પોતાની ઉપર જે કાંઇ પડે તે સહન કરી જાણવું જોઇએ. આ પ્રતિજ્ઞા પાળવી બહુ કડક હોવાથી સાસરેનાંના સર્વના સ્વભાવ સાચવી શકાતા નથી, ત્યારે ઘણી કન્યાંઓ પિયર ચાલી જાયા કરે છે, તેમ ત્હારે બીલકુલ મ્હારે ત્યાં ચાલી આવવું નહીં. મોડે વ્હેલે અબળાને તો સુખનું સ્થાન સાસરૂંજ થનાર છે, માટે જરા જરામાં રિસાઇને મહિરે પિયરે નવી વહુએ રવડવાની જો ટેવ પાડી તો છેવટે છેડા છુટકાનો પણ વખત આવી લાગે છે. જે નવી વહુ થાય છે તેનામાં સઘળાં સાસરિયાંને ખુશી કરીને તેમની મરજી રાખવાની કુનેહ નહીંજ હોય તોપણ સાસરાંનો પ્યાર ખેંચવા થકી સૌ સાથે માયાળુ સ્વભાવે વર્તવું જરૂરનું છે. એના જેવું ઉત્તમ વશીકરણ ને ઉમદા બળ બીજું એકે નથી. માટે તું જો સાસરે માન આબ્રુથી સમાવા ચ્હાતી હો બેટી, તો ત્હારો સ્વભાવ નરમ અને ખમાઉ રાખજે; અને સાસરે સત્તા અને હકુમત જોઈતી હોય તો ગરીબાઇ, ગંભીરતા, ને નમ્રતા રાખજે. ટ્રોલોપ ખાંદાનની વહુઓ પહેલ વહેલી સાસરે સિધારતી વખ્તે વ્રત લે છે કે; "હું સાંભળીશ ઘણું, અને બોલીશ કાંઇ નહીં." એ રીતે દરેક સાસરિયાં સંકટના પ્રસંગે કન્યાની અવશ્ય ફરજ એજ છે કે, સબુરી રાખીને સહન કરવું, પણ સંબંધ તુટે એવું જરા પણ ના કરવું. ઑલ્ફ્રેડ નબીરીઓ કહે તેમ; "જે માન ભર્યું છે તેજ ઘણું બિકટ છે." સંબંધ તુટવો એના જેવો કારી ઘા બીજો એકે નથી.

"થતો ના કોઇથી કોઇનો જુદો પ્યારો;
યા પ્યારાથી પ્યારી કદિ પણ અએ યારો!
રાત સમાન છે પ્યાર વિનાની પ્યારી સુરત;
પ્યારી વિના પ્યારાની જીંદગી તોબા પુકારો!
હારૂને ગનીમત ગણી છે ફિરેસ્તાઇ મેલી,
માશુકનો મેલાપ કોઇ છે સમજનારો!"

સાસરેના સર્વ લોકો ઉપર દયા રાખવી, સર્વ સાથે મિત્રતા રાખવી, ઉદાર દિલે આપ–આપ કરવું, અને મધુર મિઠાં વચનો ઉચ્ચારવાં, એટલાં ૪ વશીકરણ-થીજ સાસરૂં વશ થાય છે, બીજાં કાંઇ વહેમી વશીકરણ ખપ લાગતાંજ નથી. નમ્રતા તને ભલો ને સુંદર રસ્તો બતાવી સાસરે શોભાવશે. માયાળુ અને મિઠું બોલનારી તું થઇશ તો સર્વ સાસરૂં ત્હારા ઉપર માયા ને પ્રિત રાખશે. મધુર વાણી ત્હારૂં સાસરૂં સુખી સુખ્યારૂં બનાવશે. સાસરાંમાં સૌની સાથે કામકાજ કરવામાં

તું વિજલી કહેવાઇશ, તો બધી દેરાણી જેઠાણી ત્હારા પ્રત્યે માન અને મરતબો રાખી, બધીઓ ત્હારી સખી થઇ તને મોહબતથી ચ્હાશે. હસતો મૂખડો અને આનંદી સ્વભાવવાળું અંતઃકરણ કદિ પણ અદાવત ઉત્પન્ન કરતું નથી. બુકનું વચન છે કે; Heart purity makes a man the darling of heaven. મ્હારી ડાહી બેટી! ત્હારે ખાંદાંની અભિમાન પડતું મૂકીને પણ સાસરાંનાં પ્રિય થવું જોઇએ. ગમે એટલો પજવાટ થાય તોએ ક્રોધને છાંડીને શોચના કરવી નહીં જોઇએ. કામના ત્યજીને અર્થસિધ્ધિ કરવી. સાસરે લોભ બહુ નડે છે, માટે તેને તજીને તું સુખી રહીશ. ત્હારા મળતાવડા સ્વભાવથી સાસરાંમાં ત્હારોજ પક્ષ મોટો થશે. સાસરે તો વહુનો જેમ પક્ષ મોટો તેમ તે વધારે શોભાય. બુલાખી કવિનું વચન છે કે;

"વિદેશી શુભ પામે અધિકાર, દેશી તો પામે ધિક્કાર,
ગોરા કાળે ભેદ ગણાય, **પક્ષ વિનાનો પાછો જાય.**
પક્ષ પ્રતાપે પંખી ઉડે, વળી ભુવન શોભે તે વડે;
એ વિણ સૌ અતડું દેખાય, **પક્ષ વિનાનો પાછો જાય.**
મૂરખ બની બેસે વિદ્વાન, શુભ હોદ્દે પામે સન્માન;
હોશિયાર હડસેલા ખાય, **પક્ષ વિનાનો પાછો જાય.**"

બેટી, પ્રિય બોલનારાંઓનો પક્ષ મોટો થાય છે; કેમકે તે સર્વમાં પ્રિય થાય છે. વિચારીને કામ કરનારી વહુ સાસરાં ઘરનું રક્ષણ કરવામાં જશ મેળવે છે. જે વહુની સહી મિત્તીઓ પિયર કરતાં સાસરા ઘરમાં વધુ હોય તે વધુ સુખમાં વસે છે. એવી વહુ છેવટે પણ સદ્ગતિનેજ પામે છે. બેલાં વિલ્ફર ઘટમદાર, હસતી રમતી ને આનંદી હતી; ખુશ મીજાજી તથા રૂપાળી અપ્છરા હતી; તેણી સૌથી ચહવાયેલી શાથી હતી? તેણી બીજાં બધાંને ચ્હાતી, પણ બધાં લોક તેણી ઉપર કુરબાન કાં થયાં? કાંકે; બધાં સાથે તેણી હસતી બોલતી ખરી, પરંતુ પવિત્ર પ્યાર, પાક પ્રેમ તો તેણે જોન રોકસમીથને એકલાનેજ અર્પણ કરીને તેના પતિવ્રતને સાચી નિવડી, તેથીજ તે સૌની માનીતી હતી. "માયાળુ અને મધુર બોલનારી સ્રોને છેડા છુટકામાં સંડોવાએલી મેં દીઠી નથી." આ તેણીનું સુત્ર હતું. લગ્નમાં પ્રતિજ્ઞા કીધા પછી વર બૈયર કાચાં સુતરે બંધાયેલાં લેખાતાં હોવાથી, છેડા છુટકાના કામને મરહુમ ગ્લેડસ્ટન ધિક્કારનારા હતા. છેડા છુટકાના પ્રશ્ન વિષે એમને ભારે અણગમો હતો. જે કઠોર બોલી હોય તેનોજ સાસરિયાંને કંટાળો થાય છે. કઠોર બોલી વહુ સાસરે સમાતી નથી. એમ કાંય? કાગડો બાપડો આપણું શું લુટી લે છે, કે જેવો તે કા-કા કરે છે કે સૌ કોઇ તેને હાંકી કાઢે છે. કોયલ તે એવાં શું ગીતો ગાય છે, કે તેનો અવાજ સાંભળતાં માણસો કંટાળતાં

નથી ? કારણ એટલુંજ કે કાગડાનું બોલવું કઠોર ને કંટાળો ઉત્પન્ન કરનારૂં હોય છે,- જ્યારે કોયલની બોલી કાનને મીઠી ને મધુર લાગે છે. કબીરજીએ કહ્યું;

કૌવે કીસકા ધન હરા ? કોએલ કીસકો દેત ?
મિઠા શબદ સુનાય કે; જગ અપના કર લેત.

આખાં જગતને મધુર બોલીથી કોયલ પોતાનું કરી લે છે, તો હે બેટી ત્હારાથી આટલું એક સાસરૂં નહીં સચવાશે ? સેખ સાદી સાહેબનું કહેલું છે, કે; મિઠા હોઠ, શીરીન જુબાન, અને મધુર ગળાંમાંથી એક સુંદર અવાજ નિકળે છે, તે કદાપિ રાગ ગાએ, કે રૂદન કરે તોએ સાંભળનારાંના જીવને આનંદજ આપે છે. પરંતુ કડવા કઠોર અવાજનો ગવૈઓ કંઠમાંથી અગરજો પરદે—ઓશાક —ઇશફાહાન—કિંવા હોજાઝના જે ઉંચા રાગો છે તે પણ કાં નહીં કાઢે, તોએ લોકોને તેનાથી આનંદ મળતો નથી.

" આવાઝે ખુશ અઝ કામો દેહાંનો લબે શીરીન;
ગર નગ્મે કુનદ વર ન કુનદ દિલ બેફ્રીબદ.
વર પરદએ ઓશાકો, સફાહાનો હોજાઝ અસ્ત;
અઝ હંનજરએ મુતરબે મકરૂહ ન ઝીબદ."

મ્હારી વ્હાલી દીકરી ! હવે ચૅારીમાં ૩ જે ફેરે ફરતાં પરણુતી કન્યા જે પ્રતિજ્ઞા લે છે તે તને સમજાઉં છું. યાદ રાખજે, કે જે કાન્ત પોતાની કાન્તાના નિત્ય મેંણું ને ઠપકા સાંભળતો નથી, તેજ ધણી આ ખાકી જગતમાં મીનોઈ સુખ ભોગવી શકે છે. સર જોન મેન્ડેવીલેના મત પ્રમાણે પીબનનું સફરજન એવું હતું, કે માત્ર તેના સુવાસથીજ જાત્રાળુઓનાં પેટ ભરાઇ જતાં હતાં; તેવીજ રીતે કન્યાઓની જીભની મધુરતાથીજ પરણુતા પુરૂષો સંતોષ પામે છે. પરંતુ બેટી તું એટલું યાદ રાખજે, કે મધુર ને મિઠા બોલો બોલવાથીજ કાંઇ તું પતિવ્રત પ્રાપ્ત કરીશ નહીં, મગર સદાચરણી જીવન ગાળવાની પ્રતિજ્ઞા લઇશ તોજ સંસારમાં પુંજાઇશ. માટે ૩ જી પ્રતિજ્ઞા લેવા પહેલાં ફીરદુસી શાયર કહે છે તેમ,

બ ગૂફ્તારે ખૂબ અર હુનર ખાસતી;
બ કેરદાર પએદા કુન આન રાસતી.

બેટી ! જો ભારે ભારે મોટી મોટી પ્રતિજ્ઞાના મોટા બોલો તું બોલી બતાવે તો તેમાં કાંઇ વળ્યું નહીં, તેવાંજ સદગુણી કામ કરીને ત્હારે બતાવવાં જોઇશે. ત્હારી ખરી મોટાઇ તો ત્હારા ધણીના માન ઉપરજ અવલંબેલી છે દીકરી ! જ્યાં સુધી તું ત્હારા ખાવીંદને માનીતી થઇ નહીં, ત્યાં સુધી ત્હારો ભવ ફોકટ સમજવો. ત્હારી જાતિજ બહુ નાજુક છે. તમારાથી કાંઇ ભારે મુશકેલ કામ બજાવી શકાય

નહીં. જ્યારથી તને મેં પરણાવી ત્યારથી તે ત્હારે ત્હારા ધણીજીનાં મહા સંકટ અને મુશીબતોમાં પણ તેને સુખકર થઈ પડવું જોઇએ. તું તો નાજુક વેળ જેવી છે, ને ત્હારો પતિ તો એક મોટાં વૃક્ષ સમાન હોઇ તે વૃક્ષને તું લપટાઈ ચૂકેલી છે. તે મોટાં દરખ્તનો આશરો વેલાએ લીધો હોય છે તો તેથી તે વેલા પુષ્ટ થાય છે, પરંતુ ખુબી એ છે કે, તુફાનના પ્રસંગે તેજ ઝાડની ડાંખળીઓને તે વેળ પકડી રાખીને પડી જવા દેતી નથી. એ રીતે ત્હારે વેળની માફક સદા ત્હારા ધણીનેજ વળગીને રહેવું જોઇએ. એટલાં કારણે હિંદુ કન્યા ચૉરીમાં ૩ જો ફેરો ફરતી વેળાએ પ્રતિજ્ઞા લે છે કે;

" भर्तृ भक्तिरता नित्यं सदैव प्रिय भाषिणी ।
भविष्यामि पदे चैव तृतीये सांडवबो दिदम् ॥ ३ ॥ "

"મ્હારા સ્વામીની ભકિત કરવામાં હું નિરંતર પ્રીતિમતી થઈને રહીશ. હું તેની જોડે પ્રીય મધુર બોલનારી થઇશ!" આ પ્રમાણે ૩ જે પગલે વચન આપે છે. બેટી, આનો ઉંડો અર્થ તું સમજતી થજે. માત્ર મધુર બોલવામાંજ સ્ત્રી લેખે ત્હારી ફરજ પૂરી થતી નથી. માત્ર ઘરરાખુ ઓરત બનવામાંજ ત્હારી ફરજ સંપૂર્ણ થતી નથી. ત્હારે ત્હારા ધણી જોડે સંસાર વહેવારમાં કામકાજ કરવું જોઇએ. તેના ધંધારોજગારમાં ત્હારે તેને સહાય થવું જોઇએ. તેને નફો ટોટો શાથી થશે તે ઉપર ત્હારે બારીક લક્ષ આપી તેને મદદ આપવી જોઇએ. હિંદના માજી પ્રધાન લૉર્ડ જયોર્જ હેમીલ્ટનની બાયડી પોતાના ધણીનાં રાજદરબારી કાર્યમાં જો કે બીલકુલ મોઢું ઘોસતી નો'તી, પરંતુ આખાં ઘરનો કારભાર આખે આખો પોતેજ કરતી, ને ધણીને તેટલી નિરાંત આપતી હતી. રાત ને દહાડો પોતાના બાળકોની વનવાર કરવામાં, ને ધણીની ઘર સંસારી સગવડો સાચવવામાંજ તેણીનું ધ્યાન રોકાયેલું રહેતું હતું. વહુ એ તો વરનું અર્ધ અંગ છે. બન્નેને સુખ દુઃખ સરખાંજ થવાં જોઇએ. એક ઠેકાણે મેં ટહુકો વાંચ્યો હતો કે; એક બાયડી–મારૂએ પોતાની બાયડીને એક દિવસે કહ્યું; "તું અને હું એ મળીને આપણ એકજ છિયે!" બાયડી પૂછે છે કે; "તે કેમ બને?" પેલે જવાબ દીધો કે, "જ્યારે તને હું બડફાટીને માર મારૂં છું ત્યારે અડધો તને લાગે છે, અને અડધો તો મ્હને વાગે છે, તેથી જાણે અડધી તું અને અડધો હું મળીને આપણે એકના એકજ છિયે!" એ તો હસવાનું છે, પરંતુ ખરેખર સ્ત્રી તો પતિની અર્ધાંગનાજ છે. માટે ગમે એ કાં નહીં થઇ જાય તોપણ તું ત્હારા ધણીનો હુકમ ઉત્થાપતી ના. ત્હારા ધણીની સામે સખુન ઉચ્ચારતી ના. ત્હારાં કુળનાં રક્ષણ સારૂ એક જણનો ત્યાગ કરવો ઘટે તો તે કરજે. ત્હારાં ગામની રક્ષા માટે ત્હારાં કુળનો ત્યાગ કરવો પડે તો તેમ કરજે. ત્હારા દેશનાં રક્ષણ થકી ત્હારાં ગામનો ત્યાગ કરજે. પરંતુ ત્હારો સ્વામી જે ત્હારો આત્મા, જે ત્હારો પરમેશ્વર, તેનાં રક્ષણ

સારૂ તો આખી પૃથ્વિનો પણ ત્યાગ કરજે. ગમે એવું સાસરાંમાં વિતી કાં નહીં જાય, પરંતુ ધણીને કડવાં કઠોર વચન બોલીશ નહીં, પણ ઉલટાં તેનાં કડવાં કટુ વચન સહન કરજે. એજ ત્હારી પતિ ભકિત છે. હોરેસની શિક્ષા છે કે;

It is hard; but when we need must bear
Enduring patience makes the burden light.

દીકરી ત્હારાં કડવાં, કઠોર, કઠણ, અને કટુ કડક વચનો ત્હારાં સાસરિયાંના સર્વ મર્મસ્થાનને, સર્વ અંતઃકરણને, અને સર્વના પ્રાણને પણ બાળીને કોલસા કરી મેલશે. માટે સાસરે સમાવાની ઇચ્છા રાખનારી વહુએ તો કોઇ દિવસ પણ દાહ ને બળત્રા ઉઠે એવું નઠારૂં બોલવું સાસરાં ઘરમાં કરવું નહીં, પણ પતિ સાથે તથા સાસુ સસરા સાથે મિઠા મધુર શબ્દોથીજ વાતો કરવી જોઇએ.

"ભલાઈ હુએ તુજે દરકાર, સુન એ ખુસવે ખૂબી;
મુસખ્ખર મુલ્કે દીલ કરને, સુખનકા પ્યાર કાફી હય!"

હે બેટી! તને જો બધેબધ ભલાઇ કરવાનીજ તમા કે તથા હોય, તો નિરંતર ત્હારી બોલી મધુર રાખજે. બીજાંઓનાં દિલ જીતી લેવા સારૂ ત્હારા મધુર શબ્દોનું લશકર પૂરેપૂરૂં બળ ધરાવે છે. એટલા માટે જો મધુર બોલતાં ન આવડે તો બેલાશક મૂગી રહેજે. પંડિત પીથાગોરસનું કહ્યું છે કે; ગમે તો મુગી મર, ને નહીં તો ચૂપ રહે. ડહાપણ ભર્યું બોલી શકાય તોજ બોલજે. બેટી હવે ૪ થી પ્રતિજ્ઞા સાંભળ, અને તે પ્રમાણે તું અમલ કર.

"आर्ते आर्तो भविष्यामि सुख दुःख सभागिनी।
तवाज्ञां पालयिष्यामि कन्या तुर्ये पदेऽब्रवीत् ॥ ४ ॥

"હે સ્વામી! ત્હારે દુઃખે હું પણ દુઃખી, ને ત્હારે સુખે હું પણ સુખી થઇ, ત્હારાં સુખ દુઃખની હું ભાગ્યણ થઇશ. ત્હારો સર્વદા હુકમ ઉઠાવીને ત્હારી આજ્ઞા પ્રમાણે ચાલીશ" એ રીતે ચોથે ફેરે પરણતી કન્યા વચન આપે છે. લોકહાર્ટ નામના જુદાં જુદાં બે મોટાં અંગ્રેજ કુટુંબો છે. તે પૈકી એક કુળની પરણતી કન્યા વ્રત લે છે કે; "હું મ્હારાં અંતઃકરણને તાળું મારીને ફરીશ." હવે બીજા લોકહાર્ટ કુળની કન્યા તેથી ઉલટી પ્રતિજ્ઞા લે છે કે; "તાળું મારેલું જીગર હું ઉઘાડું મૂકું છું." આ બન્ને મુદ્રાલેખના ભેદ ઘણા ઉત્તમ છે. એક પતિવ્રતા ઓરતને કોઇએ પ્રશ્ન કર્યો કે; "ત્હારો ધણી કયાં છે? તેણે રાજદ્રોહનો ગુન્હો કર્યો છે, અને તે આ ઘરમાં ભરાઇ બેઠો છે તે બતાવ!" તેણીએ ઉત્તર દીધો; "હા, હા, તેને મેં છુપાવ્યો છે; પરંતુ પ્રાણ જાય તોએ તે તને બતાવીશ નહીં!" આવું હિમતથી બોલવાથી ડીટેકટીવ તેણીને પકડીને ઇંગ્લંડના રાજા ર) જા ચાર્લ્સ આગળ ઘસડી લઇ ગયો. રાજા કહેઃ—"હે બાઇ! જો ત્હારા અપરાધી ધણીને

નહીં બતાવીશ, તો તને એવડી ભારે શિક્ષા કરીશ, કે ત્હારો જાન જતો રહેશે !" પેલી સ્ત્રીએ નિડરપણે કહ્યું:—"આપ મ્હને શિક્ષાજ કરવા માગો છો ? મને મુક્ત નહીંજ કરશો ?" રાજા કહે; "હા, ભારેમાં ભારે સજા કરીશ !" "ગરીબ પરવર !" સ્ત્રી બોલી; "લ્યો, તે તો આ મ્હારા હૃદયમાંજ છુપાવેલો છે. જોવો હોય તો જૂઓ, ત્યાં શિવાય તે તમને બીજે કેથે મળી શકવાનો નથી !" પોતાના ખાવીંદ પ્રત્યેનો પ્રેમ અને સ્વામી ભકિત જોઇને રાજાએ આફ્રીન કરી, તેણીને માન સહિત છોડી મેલી. દીકરી ! આ પેલા બન્ને મુદ્રાલેખોનો ભેદ છે. તને પણ ત્હારાં પતિવ્રતની જાળવણી કરી પતિભક્તિ બતાવતાં જો ધર્મ સંકટ આવી પડે તો આ મંત્ર ભણજે :—

**"અન્યેમ થ્વહ્માત આથસ્ચા મનંઘહસ્ચા ?"**

જ્યારે જ્યારે અંતરાગ્નિને અને મ્હારાં સાંસારિક સુખોને લગતી મ્હારી સંપૂર્ણ શાંતિને ખલલ પહોંચાડવામાં આવે ત્યારે હે પરવરદેગાર ! તું સિવાય મ્હારૂં કોણ રક્ષણ કરશે ? આમ બોલી ઇશ્વરની મદદ માગજે. ઑરતનો છુપો ખજાનો તે તેણીનું શુદ્ધ અંતકરણ છે; અને તેના દરવાજાની લીસી કુંચી તે તેણીની મિઠી જુબાન છે. એટલા માટે સંભાળથી ચાવી લગાડીશ તો ત્હારી કસુર ઓછી રહેશે. જે સાસરાંમાં ખાધાપીધાની બધી પણ સગવડો હોય, મગર ત્યાં જો મારામારી ને વઢવાઢ થયા કરતી હોય, તો ત્યાંનાં પકવાનો કરતાં સુલેહ સંપનો સુકો રોટલો ભલો. ત્હારી મુદ્રા "**ચુપકીદી**" રાખજે. પાક લજ્જા ને મલાજો એ ત્હારા શુન્જા બનાવજે. કમી બોલવું એ ત્હારી ખાસિયત રાખજે. તને પરમેશ્વરે બે કાન ને બે આંખ આપી છે, પરંતુ જુબાન તો માત્ર એકજ આપી છે; માટે સૌનું બે વાર સાંભળજે, બે વાર જોજે, અને એકવડુંજ બોલજે. બીજાંનાં બુટ કે સપાટ પહેરતી ના. હમેશાં પતિવ્રત પાળજે. પગ સાથે પગ અફાળ્યા નહીં કરીશ. બીજાંનું અંગોળ કરતાં વધેલું પાણી તું ત્હારાં અંગોળમાં વાપરીશ નહીં. કજીઆખોર અને મીજાજી સહી મિત્તીની સંગત ના કરતી. તને મ્હારાં માથાંમાંથી ઉત્પન્ન કરેલી નથી, કાંકે તને પુરૂષને માથેની થવાને બનાવી નથી. તને મ્હારા પગમાંથીએ પેદા કરેલી નથી; કાંકે તને પગ તળે ચાંપેલી રાખીને ત્હારા વરની ગુલામડી કરવા ધારી નથી. તને તો ત્હારા બાપનાં પાસાંમાંથી બનાવી છે, કાંકે તને ત્હારા ખાવીંદની સુખ દુ:ખની ભાગ્યેણ બનાવવાની મેં ઇચ્છા રાખી છે. શાયર સાહેબ કહે કે;

"તુ નીકુ રવેશ બાશ તા બદ સેગાલ;
બ તુકસે તુ ગુફ્તન નયાબદ મજાલ.
ચુ આહંગે બરબત બુઅદ મુસ્તકીમ;
કે અઝ દસ્તે મુતરેબ ખુરદ ગુશમાલ."

દીકરી! તું સીધે રાહે ચાલજે, કે જેથી ત્હારાં દુશમનોને ત્હારે માટે ભુંડું બોલવાનો કાંઇ પણ સબબ નહીં મળે. જ્યારે તંબુરાની તાન અને અવાજ બરાબર નહીં નિકળે ત્યારેજ ગવૈયાને તેના કાન ચમટીને મરડવાની જરૂર પડે છે. તબલાં જ્યારે શૂરની સાથે નથી મળતાં, ને રાહે રસ્તે નથી ઉતરતાં, ત્યારે તબલચીને હાથે ધમાધમ ધપ્પા ખાએ છે. બેટી હવે તો તું માતા થવાની હોવાથી, આ બોધો ટુંકમાંજ સમજાવીને પૂરા કરીશ, ને પછી માતા તરીકેની ત્હારી ફરજો વિષેના બાર બોધ કરીશ.



## શિક્ષણ ૧૩ મું.



> " A courage to endure and to obey—
> A hate of gossip parlance, and of sway,
> Crown'd Isabel, through all her placid life,
> The queen of marriage—a most perfect wife."
>
> *Tennyson.*

**હે બાપની વ્હાલી!**

તું પોતાના પતિનું સારૂં માગનારી, તેનું પ્રિય કરવામાં ખડે પગે ઉભી રહેનારી, અને તેનાં ભલાં કાજે તત્પર રહેનારી, સદાચરણવાળી, અને ઇંદ્રિયજીત મન મારનારી એવી તું, બાપના જીગર જેવી વ્હાલી બેટી! આ દુન્યાંમાં કીર્તિવંત થઇ પેલી દુન્યાંમાં પણ નિરંતર સુખનેજ પ્રાપ્ત થઇશ. બેટી ત્હારો ખરો બંધુ તો આ જગત્‌માં ત્હારો માત્ર ધર્મ છે. મુવા પછી પણ ત્હારો રાહબર તેજ થશે. બીજું બધું તો ત્હારાં આ શરીરની સાથે નાશ પામશે, પરંતુ ધર્મ તો સાથેનો સાથેજ રહેશે. માટે તું ત્હારો ધર્મ ત્યજીશ ના. તે કેવી રીતે તે હું તને સમજાવીશ. એક હિંદુ કન્યા પરણતી વેળાએ ચૉરીનો પાંચમો ફેરો ફરતી વખતે પ્રતિજ્ઞા લે છે કે,

> ऋतु काले शुचि स्नाता क्रीडिष्यामि त्वयासह ।
> नाहं परतरंगच्छेः कन्या पंच पदे ब्रवीत् ॥ ५ ॥

"દશતાનની મુદ્દત વિતે હું અંગોળ કરીને પવિત્ર થઇ," હે સ્વામી! ત્હારી સાથે ક્રીડા કરીશ. રૂતુકાલ પૂરો થયા શિવાય હું તને બીલકુલ અડીશ નહીં. હે નાથ! હું બીજા કોઇ પર પુરૂષ પાસે કદિ પણ જઇશ નહીં." એ પ્રમાણે પાંચમે પગલે સોગંદ લે છે. બેટી! જે હલકાં લોકોમાં દશતાનની પહરેજી પાળવામાં આવતી નથી, તે લોકોમાં રકતપિત, કોહોડ, વગેરે લોહીના બગાડાના બહુ રોગો

સ્ત્રીના પતિને થાય છે. આપણી કોમમાં એ રોગ ઝાઝા ન થવાનું કારણ એજ છે, કે આપણા લોક માસિક માંદગીમાં પતિથી કે સર્વ વ્હાલાંઓથી
તેનોજ એ ગુણ છે. માટે તું જરૂર બા જરૂર દશતાનની પહરેઝી પાળજે બેટી. આપણા બાપદાદાઓ ઈરાનથી નાશી આવ્યા, અને ખંભાતમાંથી જ્યારે કલ્યાણરાય નામના જોરાવર વાણિયાએ તેમને હાંકી મેલ્યા, અને સંજાણના જાદવ કુળના જાદવરાણાએ જ્યારે તેઓને પોતાના શેહેરમાં આશરો આપ્યો ત્યારે, તેઓ કોણ છે તેની ઓળખ વિષે આપણા તે વડીલોએ ૧૬ સંસ્કૃત શ્લોકોથી રાજાને સમજાવ્યું હતું, તેના ૯ મા શ્લોકમાં વડાઇ લઈને કહ્યું હતું કે;

येषामेवांगना या ऋतुसमयदिनाः सप्तरात्रौभवेयुः
पूताः सूताश्च मासे प्रसवनसमयाद् देहशुद्धास्तथैव ।
रम्याचारेण गौरा नवकनकनिभा वीर्यवन्त्यो बलिष्ठाः
पूतात्मानोपि नित्यं विकसितवदनास्ते वयं पारसीकाः ॥

અમો પાકી પહરેઝીવાળા ટોળામાં સ્ત્રીઓ દશતાનની સાત રાતો પૂરી કરીને, રૂતુકાળમાંથી પરવારીને અંગોળ કરીને, પવિત્ર થાય ત્યાં સૂધી, સર્વથી અળગી રહે છે. અને જ્યારે બચ્ચું જણે ત્યારે ૪૦) રાત દૂર બેસીને પછી અંગોળ કરીને પવિત્ર થાય છે. દેહ શુદ્ધ કરવાથી બાળક પણ શોભાયમાન રહે છે. અમારી ઑરતો પોતાનાં શુદ્ધ આચરણને લીધે ઘણી ઉમદા ખવાસની હોય છે. તેણીઓ નવીન સોનાના જેવી સોહામણી હોય છે. તેણીઓ જોરાવર, પ્રેમી, અને મજબુત બાંધાની રહે છે. તેઓની મુખમુદ્રા આનંદી હસ્તા ચહેરાની હોય છે. તેણીઓ શોક રાખતી નથી. આવા અમે વીર્યવંતા પારસીઓ છિયે. બેટી! તું અને ત્હારા પતિ તથા સઘળું સાસરૂં તંદોરસ્ત રહેવા ચ્હાતું હોય તો દશતાન અને સુવાવડ બહુ સાચવજે. સ્વચ્છતા અને આરોગ્યતાને માટે એ ઘણું અવશ્યનું છે. આજની ફેશનની ફિસિયારી અને દેખાદેખીથી સુધરેલામાં ખપવા માંગતી અજ્ઞાન ચીચકલીઓનું જોઇને, તું તેમની પૂઠે ઘસડાતી ના. તેણીઓ પણ અવર ઘરમાં આવશે, લક્ષ્મીજી ચાલી જશે, અને રક્તપિત્ત તથા કોહોડ ઘરમાં ઘુસશે, ત્યારે જોજે તો ખરી, પાછાં બધાં ચેતરણો પોતાની મેળે ઠેકાણે આવશે, ને પાછી માસિક માંદગીઓમાં પથ્ય પહરેઝી અસલી બૈરાંઓ કરતાં પણ વધુ પાળશે.

"બ લતાફત ચું બર ન આયદ કાર;
સર બ બીહુરમતી કશદ નાચાર.
હરકે બરખીશતન ન બખશાયદ;
ગર ન બખશદ બરૂ કસી શાયદ."

ભલી ભલાઈથી સમજાવેલું પટાવેલું કોઇ સમજીને કામ કરતું નથી, ત્યારે નાચારીએ તેની બેહુરમતી, બેઇઝતી, અને નાક–કતી કરવી પડે છે. જે માણસ

પોતે પોતાનુંજ નહીં સાચવે, જે પોતે પોતાનીજ ઉપર ભલી બક્ષેશ નહીંજ કરે, તેના ઉપર બીજું કોઇ પણ શું કરવા દયા કરશે? વળી સ્ત્રીને તો પોતાનો સ્વામી એજ પરમેશ્વર છે, તો બીજા પરમેશ્વરને બહાર ઢુંઢવા તેણીએ શા માટે જવું જોઇએ વારૂં? ત્હારા પતિ પ્રત્યે ત્હારૂં અખંડ સત્ય ને અચળ હેત છે, તો તપ જપની પણ ભેટ તને શા કામની છે? પોતાના શુદ્ધ અને સાચા ધર્મથી રહેનારી પત્નિ ઉપર કળજુગનાં ગમે એવાં કૌતકો કાં ન પડે, પણ અંત્તે તો તેણીજ સુખી થવાની છે. ત્હારે જો ખુદાતાલાની કૃપા મેળવવી હોય, ત્હારે જો દુઃખડાં દેખવાંજ ન હોય, તો તને ત્હારા પતિનીજ સેવા બસ છે. પર પુરૂષ ગમે એવો સુકોમળ હોય, તેને પતિવૃત માટે તો શત્રુજ સમજવો. એ તપોબળ જેવું બીજું એકે તપોબળ નથી. જંગલમાં પણ પુરૂષને તો પોતાની સ્ત્રીથીજ આરામ છે. જેને એવી સ્ત્રી હોય તેના ઉપર સૌનો વિશ્વાસ હોય. અર્થાત; પુરૂષને પોતાની સ્ત્રી એજ મોટો આધાર છે. ભોજ રાજા એક રાત્રિએ છુપે વેષે ધારા નગરીમાં ફરતો હતો, ત્યારે તેને એક અજબ જેવો ચમત્કાર દેખાયો. જેથી બીજી સહવારે દરબારમાં પંડિતોને પ્રશ્ન પુછયો કેઃ—॥ हुताशनश्चंदन पंकशीतलः ॥ આ ગુઢ પ્રશ્નનો ખુલાસો કોઇ પંડિતથી નહીં થયો ત્યારે કવિ કાળીદાસે કહ્યું કે; "હે રાજા! ગઇ રાતે કોઇ બ્રાહ્મણના ઘરમાં તેની સ્ત્રી પોતાના પતિનું માથું ખોળામાં લઇને બેઠી હતી. પતિ ઉંઘતો હતો તેથી સ્ત્રીની કમ્મર ગમે એટલી ભરાઇ આવી હતી તોએ જરાપણ સળવળ નો'તી કરતી, કે રખે પ્યારો સ્વામી જાગી ઉઠે ને તેથી તેની ઉંઘમાં ખલલ પહોંચે. પોતાની જાત ઉપર તેણીએ આખી રાત દુઃખ સહન તો કીધું, પરંતુ ઈશ્વર જાણે તેણીની પતિ ભક્તિની કસોટિજ કરવા બેઠેલા હોય નહીં શું, તેમ તેણીનો ન્હાનો દીકરો અડધી રાતે ઉંઘમાંથી જાગી ઉઠયો, ને ઉંઘની ઝુમમાં બળતા દીવાની આગળ ગયો. માતા પોતાના દીકરાના જાનનો જોખમ જૂએ છે, છતાં અગ્નિમાં બળી મરતાં બાળકને ઉગારવાને પણ ઉઠી નહીં! આ આશ્ચર્ય જોતા આપ મહારાજા ઉભા રહ્યા હતા. હવે પેલી પતિવૃતાએ અગ્નિદેવની પ્રાર્થના કરી કે; "હે યજ્ઞોના સ્વામી! તું સઘળાં કર્મોનો સાક્ષી હોવાથી સઘળા ધર્મોને જાણે છે, અને હું કે જે પતિની સેવામાં તત્પર હોવાને લીધે મ્હારાં પ્રાણપ્રિય બાળકને ઉગારવા પણ દોડી શકતી નથી તે પણ તું જાણે છે, એટલા માટે મ્હારાં સુકોમળ બાળક ઉપર જફા નહીં પાડતાં તેને બળી જવાથી બચાવજે!" પછી પેલું બાળક થોડીક વાર અગ્નિમાં પડયું પડયું પણ રમ્યા કીધું, પરંતુ જરાએ રડયું નહીં, જરાએ કરમાયું નહીં, કિંવા જરાએ દાઝયું નહીં. વળી તે પતિવૃતા સ્ત્રી પણ પોતાના પ્રાણનાથનું ધ્યાન ધરીને જેમની તેમ બેસી રહી! થોડી વારે પતિ જ્યારે ઉંઘમાંથી જાગ્યો ત્યારે વ્હેલી ઉઠીને તેણે પોતાનાં બાળકને આગમાંથી ઉંચકી લીધો. હે મહારાજ! આ બનાવ નજરે જોઇને આપ વિસ્મય

પામ્યા; અને વિચારવા લાગ્યા કે, મ્હારા જેવું કોનું નસીબ છે? કેમકે મ્હારાં રાજમાં આવી સતી સ્ત્રીઓ રહે છે. હે રાજા! ત્હારાં પુણ્યનો પ્રભાવ એવોજ છે." આમ કહી શ્લોકનું ચરણ નીચે મુજબ પૂરૂં કીધું:—

सुतंपततंप्रसमिक्ष्येपावके, न बोधयामास पति पतिव्रता ।
तदाभवत्तत्पति भक्ति गौरवात्, हुताशनश्चंदन पंकशीतलः ॥

પેલી પતિવ્રતાએ પોતાના પુત્રને અગ્નિમાં પડતાં જોયો, તોપણ પતિને ઉંઘમાંથી ઉઠાડયો નહીં. ત્યારે આ પતિ ભકિતના પ્રભાવથી અગ્નિમાં બળતા સુખડના કડકા પણ ઠંડા પડી ગયા! કહ્યું છે કે; પુત્ર તેનું નામ, કે જે બાપનું શ્રાદ્ધ ગયાજીમાં કરે. જગત્માં જીત્યો તે કહેવાય, કે જે ગંગાજીમાં સ્નાન કરે. ધનવાન તો તેજ, કે જે ધર્મના કામ કરે. સન્યાસી તેનું નામ, કે જે બ્રહ્મજ્ઞાન મેળવે. રળ્યો તેનું નામ, કે જે પોતાને હાથે ખરચે. સારી સ્ત્રી તો તેનુંજ નામ, કે જે પતિને સ્વર્ગમાં સાથેજ લઇ જાય. બેટી તું નીતિ ધર્મનાં ગમે એ પુસ્તકો વાંચ, પરંતુ ઓરતને તો તેનો ધણી એજ ખુદા છે; અને ધણીની જે મરજી તેજ ખુદાની મરજી ત્હારે સમજી લેવી. ધણીનો ખરાં દિલનો આશીર્વાદ એ તો ત્હારાં બીજાં બધાં પુણ્ય કરતાં વધુ ફળ આપશે. સીતા કે સૂયા, દ્રૌપદી કિંવા દમયંતી, સાવીત્રી કે સુકન્યા વગેરે જે જે સતીઓ પુજય મનાઈ ગઇ છે, તે તે સર્વ પોત પોતાના પતિની સેવા ભકિતથીજ છે.

"પતિ પદની પૂંજા વડે, વનિતા શુદ્ધ થાય;
પ્રાણ પતિના પ્રતાપથી, પુણ્ય પૂરાં પમાય."

બેટી! ત્હારા બાપના જીવ અને જાન! સાસરા ઘરમાં સમાઈ જવા સારૂ હવે હું કેટલાંક સુત્ર અને કેટલાક મંત્ર તને કહીશ; તે પહેલાં હિંદુ કન્યા ચૉરીનો છઠ્ઠો ફેરો ફરતાં શી કબુલાત આપે છે તેનું તું અનુકરણ કર.

इहाथ साक्षीनौ विष्नु सत्व्याहं नैव वंचिता ।
उभयोः प्रीतिः संभूता कन्या षष्ठ पदेऽब्रवीत् ॥ ६ ॥

હે પ્રાણનાથ! આ જગોએ આપણ બન્નેવના સાક્ષી સર્વવ્યાપક પરમાત્મા છે. આપણ બન્નેવની પ્રીતિનો ગાંઠ બંધાઈ ચૂકયો છે. હે વ્હાલા! તેં મ્હારો હાથ ધરવામાં મને છેતરી નથીજ એમ હું ખાત્રીથી માનું છું. પ્રાણનાથ! તેં મ્હને છેતરી હોય તો તે પ્રેમમાંજ છેતરી, કે મ્હારા કરતાં પણ પ્રેમનું પાંદડું તેં વ્હેલું ઉંચકી લીધું, ને આશિષના ચોખા વ્હેલા તેં મ્હારાં શરીર ઉપર નાખ્યા; હું પહેલી ચોખા ફેંકતાં રહી ગઇ, અને સૌ બોલી ઉઠયાં કે, "છોકરો જીત્યો છોકરો જીત્યો!" બેટી! કૉર્નવૉલના સેંટ કેઇનના કુવા વિષે એવો વહેમ ચાલે છે કે, જો પરણેલાં

જોડાં પૈકી પહેલાં વરરાજા જો તે કુવાના પાણી પીએ છે. તો બાયડી ઉપર પ્રેમ રાખવામાં, તેણી ઉપર સત્તા ચલાવવામાં, તેણીજ અગ્ર રહે છે, ને સંસારમાં તેજ મૂખિ રહે છે. જેમ આપણામાં ચૅારી સરાઇ રહેતાં જે પહેલા ચોખા કન્યા ઉપર ફેંકે છે, તેનો પ્રેમ ને તેનો અધિકાર અગ્ર ગણાતો હોવાથી છોકરી તરફનાં ઉતાવળે બોલી ઉઠે છે કે; "છોકરી જીતી" તેમ જો કન્યા પેલા કુવાનું પાણી દોડતી જઇને પહેલી પીએ છે, તો સંસારમાં તેણીની સત્તા ને તેનો પ્રેમ વિશેષ કહેવાય છે. The grey mare will be the better horse. કવિ સધેએ એક કડવું જોડેલું છે, તેમાં જણાવ્યું છે કે, એકવાર એક વરરાજા જેવો પરણીને ઉઠયો કે તુર્તજ દેવળમાંથી દમ બાંધીને દોડયો, કે પહેલ વહેલો જઇને કેઇનના કુવાનું પાણી તેજ પીએ. જેવો તે પાણી પીને પાછો ફર્યો, કે તેની પ્રિયા બોલી ઉઠી; "વ્હાલા સ્વામી! મહેનત બરબાદ ને ગુન્હા લાજીમ. એ કુવાનું પાણી તો હું આગમચથી, પરણવા પહેલાં એક સીસામાં ભરી લાવી હતી, ને તમે હજી તો દેવળની સીડી ઉપરથી ઉતરો નહીં તે પહેલાં મેં તે પાણી પી લીધું! એટલે પ્રેમ અને પતિભક્તિ બતાવવામાં તો હુંજ સરસી રહીને સંસારની લગામ હાથમાં રાખવાને અધિકારી બની છું!" મ્હારી વ્હાલી નૂરચશ્મી! બાપના જીવ! આરત જાતની ભલાઇ એ શિવાય શામાં સમાઇ છે તે હું તને ફીરદુશી શાયરના બાદુતી શખુનોથી સમજાઉં છું.

"બ સેહ ચીઝ બાશદ ઝનાંરા બેહ
કે બાશન્દ ઝીબાએ તખ્તે મેહી.
યકી આં કે બા શર્મો બા ખાસ્તે;
કે જૂફ્તશ બદુ ખાને આરાસ્તે.
દીગર આં કે ફરરૂખ પેસર ઝાયદ ઉ;
ઝે શુએ ખુજસ્તે બે અફઝાયદ ઉ.
સે દીગર કે બાલાઓ રૂઇયશ બુઅદ;
બ પુશીદગી નીઝ ખુઇયશ બુઅદ."

સ્રીની સુંદરતા ત્રણ પ્રકારે દીપે છે. એ ત્રણ ચીજથીજ સરફરાઝીના તખ્તને તેણી દીપાવે છે. સ્ત્રીમાં પ્રથમ તો શરમાળપણું, મલાજો, અને વિવેક હોય તો તેણી પોતાના પતિના ઘરને શોભાવી શકે છે. બીજું એટલુંજ જોઇએ, કે તેણી શુભાગ્ય બેટાની વૃદ્ધિ કરે, અને નસીબદાર સ્વામીથી સરફરાઝી પામે. ત્રીજી વાત એટલીજ છે, કે તેણી સરોવરના જેવાં કદવાળી અને રૂપાળી હોય; અને તેણી મલાજા, સભ્યતા, અને વિવેકનાં લક્ષણો ધરાવતી હોય. દીકરી! કોઇ રીતનાં હસ- વાનાં કરવામાં બેહદ હાસ્ય ના કરતી. ધણી સાથે પણ વિશેષ હાસ્ય વિનોદ ના

કરીશ. વળી ભાર બોજ તો હદ સરનો જરૂર રાખજે, બધીજ વખત પુષ્કળ ધૈર્ય રાખી શકાશે નહીં. વાતચિત્ત કરતાંમાં વાદ વિવાદ ઉપર ત્હારે પતિ સામે ઉતરી પડવું નહિં. પતિનું બોલવું બરાબર ન હોય તોએ ક્રોધ કરીને ખીજાજ બોઈશ નહી. તે શાંત પડે ત્યારેજ ધીમેથી તેની ભુલ ભાંજવી. આમ કીધાથી અનબનાવ થશે નહીં. પતિપ્રેમથી તને બીજું શું જોઇએ ?

"ઝાઝી વાતો કર્યાંની ટેવ, વહુ વારૂ ન રાખીએ;
જેશું જેટલું હોયે કામ, વધુ નવ ભાખીએ.
હતી તું પહેલી વેળા નાની બાળ, હવે તો મોટી થઈ;
મૂક છોકરવાદીના નાદ, વેળા તે તો વહી ગઇ."

દીકરી ! ત્હારી લલચાવનારી આંખ્યોનો દુરૂપયોગ કરતી ના. ત્હારી સુંદરતા જાળવવી હોય તો સવારે વ્હેલી ઉઠજે. ત્હારો સાદ ઘણો શરીલો હોય તોપણ બીજાંને સંભળાવવા સારૂ મોટે સાદે બોલીશ નહીં. ત્હારા શોભાયમાન પગો બીજાંને દેખાડવા થકી ઉંઘાડયા કરીશ નહીં. ત્હારો હલક કઠોર હોય તો બહુ ધીમેથી બોલજે. દાંત ત્હારા દાડમની કળી જેવા છે તેથીજ વારંવાર લોકને બતાવવા દાંત કાઢી ઠીસરાં મશકેરી કરીશ નહીં. Joking causes a breach of friendship. દાંત ખરાબ જણાય તો મનમાંજ હસવું. ભુખ લાગી હોય તો ખાધાનો ઇતરાટ ના રાખતી. સ્વભાવ ઉપર બહુ કાબુ રાખજે. દક્ષીણ આફ્રિકામાં તો નોકર લોકની પણ એક મંડળી છે, અને દરેક ઘરધણીઆણીની તેઓ ચાલચલણ અને સ્વભાવ વિષે ખબર રાખી નોંધ કરે છે, અને જે ઘરધણીઆણીનો સ્વભાવ સારો ન હોય તેને ત્યાં કોઇએ પણ નોકરી નહીં કરવી એવી બંધી કરેલી છે. સંસારમાં દાખલ થતી વહુએ, સાસરાંમાં પગ મૂકતી કન્યાએ, પોતાનામાં ઓછી આવડ હોય ત્યારે ગુણી અને અનુભવી પાડ પડોશણની સલાહ લેતાં શરમાવું ના જોઇએ. "હું એ તો જાણું છું !" એમ બડાઈ કીધાથી અધુરાં રહેવાય છે. એક બહેદીન નવી બાયડી પરણી આવ્યા હતા. તેણી હજી જવાન હોવાથી જરા નાદાન હતી, ને રાંધણીમાં પળોટાયેલી ન હોવાથી પાસેનાં વૃદ્ધ પડોસણ કુમીકાકીની તરબ્યત લેયા કરવા તેણીને ધણીજીએ કહી રાખ્યું હતું. વરજી જ્યારે કામ ધંધે સિધારે ત્યારે નવી નવી વાનીઓ રાંધવાનું કુમીકાકી નવી વહુને શિખાડતાં. પણ અમુક વાની કેમ રાંધવી તે બતાવ્યા પછી નવી વહુ ટચાકી કરતી કે; "કાકી કાકી ! એ તો હું જાણતી'તીજ !" બધીજ વખતે એવી સફાઇ માર્યા કરતી હોવાથી કુમીકાકીનું પાકી રહ્યું હતું. એક દિવસે તાજા બૂમલા બારણે વેચાવા આવ્યા તે નવી વહુએ લીધા, પણ તે કેમ રાંધવા તેની તરતીબ તેણી જાણતી નો'તી. કુમીકાકીને પૂછવા ગઇ ત્યારે કાકીજી બોલ્યાં; "ટપેલીમાં ખૂબ

ઉકાળી, મરી મીઠું નાખી, કડછીએ કરીને ઘુંટી નાખીને પાતળો રસ બનાવવો!" ત્યારે નવી વહુ બોલી; "કાકી, એ તો હું જાણુતી'તી!" પછી તે પ્રમાણે બૂમલાનો રસ રાંધીને ધણીજી આગળ મૂકયો, એટલે તેવણુ આ નવી જાતનો સુપ પીને વૉમીટ કરવા લાગ્યા અને એવા તો છેડાઇ પડયા, કે કુમીકાકીને જઇને ફરિયાદ કીધી કે; "તમે એને કંઇ રાંધવા સીધવાનું શિખવતાં કાં નહીં?" ત્યારે કાકી કહે; "તમારી વહુ તો બધુંજ જાણે છે, એટલે એને શિખવવા જેવું કાંઇ છેજ નહીં!" આ ચકુનમ નવી વહુને એવી તો સજ્જડ લાગી, કે પોતાની ખોડ ભુલીજ ગઇ.

"બેહ અઝ આઝમાયશ ન દીદમ ગવાહ;
ગવાહે સખુન ગુઇઓ ફરમાન રવા."

મેં તો અનુભવ શિવાય વિશેષ ચઢિયાતો સાક્ષી બીજો એકે દીઠો નથી. સારી બોલી ચાલીનો તેમજ સત્તા ભોગવનારાંનો સત્યવાદી સાક્ષી તે અનુભવજ છે બેટી. પતિ સાથે મરાઇને પણ ધણીને કરજ કરતાં અટકાવનારી, ઘરેણાં ને પોશાકોનાં ફિસિયારીખોરા ખરચો કરતાં ધણીનો હાથ પકડનારી, કરકસર કરાવનારી સ્ત્રી, સાસરાંમાં બહુ માનીતી થઇ પડે છે. ધણી પાસેથી પોતાને ગમતી વસ્તુઓ નહીં મળતી હોય ત્યારે મનમાં ઓછું નહીં આણુનારી વહુ જો આમ કહે કે; "જે છે તેજ પુરતું છે; નવું વસાવવાની જરૂર નથી; વધારેની હાજત નથી; હમણાં તો આ ચાલે તે કરતાં ઘણું છે; ફોકટનો ખર્ચ નહીં કરો!" તો તે વહુ સાસરે શોભી નિકળે છે. ઘણી ટચાકી કરી ફિસિયારીખોરા પોશાક પહેરીને ધણીને ખાખા વળખો કરાવનારી વહુ તો તજના ઝાડ સમાન છે. એ ઝાડની માત્ર બ્હારની છાલજ સારી ને સુંદર સ્વાદવાળી હોય છે, અંદરથી તો એ ઝાડ પોકળ હોય છે. માટે સ્વચ્છ અંતકરણુની માંહેલી સુંદરતા, મસ્તકમાં સાદાઇથી ભરેલો ભપકો, બહારના ચટાકી ટચાકી પોશાક કરતાં લાખ દરજ્જે ચઢતો છે. સાદી સાહેબનો બોધ છે કે;

"વસફે તુરા ગર કુનદ વર ન કુનદ એહલે ફજલ,
હાજતે મશશાતે નીસ્ત રૂએ દીલઆરામરા."

ચતુર લોક ત્હારી સ્તુતિ કરે કે નહીંએ કરે તેની સાથે તને શું કામ છે? સુંદર ચહેરાની ખુબસુરત વહુના મુખડાને કોઇ પણ ત્રાહિત સંગારનારીની જરૂરજ નથી. સોનાની આગળ કથીરની શી કીંમત? જે સત્યવાદી છે તેને બીજાના ભારઓજ શી ગણત્રિમાં છે? ગંગા નદી આગળ બીજી નદીઓનો શો હિસાબ? જેને સતી સ્ત્રી મળી હોય તેનાં સુખ આગળ બીજાં સુખની ગણુત્રિ શી? સૂર્યના તેજ આગળ આગિયા કીડાની બિસાદ કેટલી? તેમ જેને ઇશ્વરે સ્વરૂપ કુદ્રતીજ આપ્યું તેને ટાપટીપ કરવાની જરૂરજ શેની બેટી? મ્હારી ડાહી દીકરી, હીંદુ

કન્યાનો ચૉરી વેળાનો ૭ મો ફેરો હાલ તને બહુ મનન કરવા જોગ છે. છેલ્લી ફેરીએ પરણુતી કન્યા પ્રતિજ્ઞા લે છે કે;

होम यज्ञादि कार्येषु भवामिच सहायिनी ।
धर्मार्थ काम कार्येषु कन्या सप्त पदेऽब्रविद् ॥ ७ ॥

હે પ્રાણનાથ! હોમ, યજ્ઞ, વિગેરે ધર્મની ક્રિયાઓમાં હું તમારી દરેક મદદે આવીશ; તેમજ સુવાં જીવતાંના દરેક ધર્મ અર્થ—અને કામનાં કાર્યોમાં પણ હું તમોને સહાય થઇશ. આ પ્રમાણે સાતમે પગલે હિંદુ કન્યા કહે છે. દીકરી હવે તું બે જીવવાળી થઇ છે, હવે તું ભારેવાઇ થઇ છે, હવે તું હમેલદાર થઇ છે, ત્યારે તો હવે ત્હારી ફરજ સાસરાં ઘરમાં અવશ્યની એ રહી છે, કે ધાર્મિક ક્રિયા કર્મોમાં, સાસરાંનાં અશો ફરોહરોને લગતી ક્રિયા ધર્મકામો તું યકીનદારી, દીનદારી, અને દિલદારીથી સાસુના હાથમાંથી ઉમંગથી ઉપાડી લેજે. ધર્મક્રિયાનાં જે નેક કામો તું કરશે તેજ ત્હારી સાથે આવશે દીકરી. અશો ફરોહરોથી માંડીને ખુદ ખુદાતાલાના દર્શન લેવામાં એજ કામો ત્હને ચઢવાનાં પગઠિયાં છે બેટી. આપણી ફરવરદીન યશતમાં કહ્યું છે કે;

આઓંઘ્હામ્ રય ખરેનંઘહચ,
હાઇરિષોશ પુથ્રે વરેન્વઇન્તિ;
આઓંઘ્હામ રય ખરેનંઘહચ, હુઆમિતો ઝીઝનોન્ત;
આઓંઘહામ રય ખરેનંઘહચ,
યત બવઇન્તિ હચત્—પુથ્રાઓ.

એટલે; આપણાં વ્હાલાં અશો ફરોહરોનાં તેજ તથા પ્રતાપને લીધે જનનારી સ્ત્રીઓને હમેલ રહે છે. તેમનાં તેજ તથા પ્રતાપને લીધેજ જનનારી માતાઓ કષ્ટાયા વગર સહેલાઈથી બાળકનો જન્મ આપે છે. અશો ફરોહરોની દુવાઓ અને પ્રતાપને લીધે જનેતા માતાઓનાં બાળકો ભરપૂર, પૂરે દહાડેનાં, તંદુરસ્ત થાય છે. દીકરી! આ કૌતકના જમાનામાં અશોફરોહરો ઉપરથીજ નહીં, પણ ખુદ ખુદાતાલા ઉપરથી પણ ત્હારૂં દિલ ઉઠી જાય એવી આજની ફેશન ફિસિયારીવાળી સહી મીન્તિઓ તને ઘણુંએ હસી નાંખીને સમજાવશે, પણ તું રાસ્તીથી વિચારીને મજબુત મનથી કામ લેજે. ત્હારી ખુબી ખુબસુરતી વધારવા માટે હમેશાં નેકીનાં ધાર્મિક કામોને વળગેલીજ રહેજે. નાસ્તિક ને અધર્મી સંગતથી જરૂર દૂર રહેજે બેટા. એવી ટચાક ઈત્તરો સાથે વાતચિન્ત કરવાથી પણ આપણને ઇજા થાય છે. જોકે એવી ચીચકલીઓની વાતથી તુર્ત તો ગેરફાયદો જણાતો નથી, તોપણ તે દુષ્ટાઓ ત્હારાં અંતઃકરણમાં અદ્રશ્યરૂપે કડવું બીજ રોપી દેશે, અને પછી તેવી

દુષ્ટાઓથી તું ગમે એટલી અળગી રહેશે, તોએ તેણીઓ મરકીની માફક ત્હારી પાછળ આવ્યાજ કરશે, અને પેલાં કડવાં બીજને ઉછેર્યા કરશે. કવિ કહે છે કે;

" નઠારી સંગત થકી, ઉંચ નિચમાં પલટાય;
સાધુ પુરૂષ સુજાણુ, દુઃખ કિચમાં લપટાય;
કાક તણા સંગથી, કોકિલા રૂપે કાળી,
કરતે કોટિ પ્રકાર, શ્વેતતા ન શકે ધારી,
વળી કો' અમૃત તે શું કરે, વિખડું જયાંવરસી રહે!
નીતિ તું બી પણ વ્યર્થ જ્યાં, અનીતિ કેરૂં પૂર વહે."

દીકરી! મૂવાં તે તો ગયાં, એવું વિચારીને તું ના બેસતી. તું તો જાણે ૬ હજાર વરસ જીવવાને ભાગ્યશાળી થઇ હો, એવા મનસુબાથી ત્હારી ધર્મક્રિયા ઉપર પૂળો મૂકતી ના. જેમ તેઓ મૂવાં તેમ બીજી પળે ત્હારે પણ જવુંજ છે, એવી ભાવનાથી તું ધર્મક્રિયામાં તત્પર રહેજે. ત્હને પેટમાં ગર્ભ રહ્યો છે ત્યારે તો સાસરાંનાં અશો નેઆંગાંનોની આરાધના પૂર જોમથી કરજે. તેમની ફ્રવશીઓની મદદ હમેશ વખ્તે ઘણી જરૂરની છે બેટી. ફ્રરવરદીન યશતમાં દાદાર હોરમજદ વિષે કહ્યું છે કે,

આઓંવ્હામ રય ખરેનંધ્હચ, વીધારએમ્ ઝરથુશ્ત્ર અએમ્ બરેશ્નિષ્વ પુથ્રે પઈતિ–વેરેતે અપરદારથિન્તો આદાતાત્ વિધાતઓત્, વ્યાહ્વ ઉર્વતચએમ્ અસ્તિચ ગઓનચ, ક્રેવ્દ્ચ ઉરૂથ્વાંસ્ચ, પઇધ્યાઓસ્ચ ફ્રવાક્ષસ્ચ.

પરમાત્મા કહે છે કે; "હે જરથોસ્ત! મૂવેલાં અશો ફ્રરોહરોનાં તેજ તથા પ્રતાપથી હું બચ્ચાંઓને તેમની માતાઓના પેટમાં વીધોતુ નામના દૈત્યના હુમલાથી બચાવી લઉં છું; તેમને ટકાવી રાખીને મરવા દેતો નથી. વળી બાળકોની માતાઓના પેટમાં તેણીઓનાં બાળબચ્ચાંનાં હાડકાં, સ્વરૂપ, સ્નાયુઓ, આંટરડાં, પગ, તથા છુપી શરમગાહને હું બનાવ્યો જાઉં છું, ને બચાવ્યો પણ જાઉં છું."

ગર્ભવતી બેટી! એટલા સારૂ હાલ તો ત્હારે અશો ફ્રરોહરોની ક્રિયા વગેરે ધર્મના કાર્યો અવશ્ય કરતાં રહેવું. ત્હારા પેટમાંના ગર્ભ ઉપર વ્હાલાં અશો નેઆંગાંનોની નજરની બરકત અનદીઠ ઘણી છે. હું હવે એને લગતી બીજી જાણવાજોગ વાતો પણ કહીશ બેટી.



## શિક્ષણ ૧૪ મું.

" The greatest burden in the world is superstition, not only of ceremonies in the church, but of imaginary and scarecrow sins at home."—Milton.

વ્હાલી બેટી !

હવે તું ગર્ભવતી ગર્ભિણી થઇ છે, માટે ત્હારે ખાવરા ચાવરાપણું તજવું જોઇશે. ખાદ્ય ખોરાકમાં તને હવે પથ્ય પહરેઝી પાળવી પડશે. તે વીશે હું બીજી વારે સારી તરેહથી તને સમજાવીશ; પરંતુ એ જીવવાળી સ્ત્રીઓને તેમની અભણ માસી મામીઓ તરેહવાર વહેમો ઘાલે છે, તેવા વહેમોને તું વશ ના થઇશ બેટા. ગર્ભ સુકવી મૂકવાના, અધુરે ગર્ભ તોડી પાડવાના, હમેલની ખરાબી કરવાનાં જુઠાં જુઠાં કામણ ટુમણ વિષે તું જરાપણ મન ઉપર લેતી ના. એવા વહેમો ઘાલનારી કોળાઇ પુઇઓ તને ગમે એવું સમજાવે તોએ તું ચુપકીદી પકડીને દાદાર અહુરમઝદ ઉપરજ રહેજે. આ તો નણંદે કરી મેલ્યું; આ તો ભોજાઇએ શેવડા સાધ્યા, અને પેલું ઓલું તો સાસુ થતીએ કાંઇ કરી મેલ્યું; એવાં એવાં કૌતકો ઉપર ખુવાર થવાને બદલે બસ ચૂપકીદી પકડજે. કોઈના કીધાથી કાંઈ કશું થતું નથી. પરવરદેગાર જે કરે તે કોઇ નહીં કરે. અકડાવાવાળાં તને હવેજ ઘણાં મળશે; પણ સાસરાં ઉપર કાંઈએ નહીં સુગતાં ચૂપ રહેજે દીકરી. ફ્રેન્ચ લેખક લેકોરદેરનું ખાસ શિક્ષણ છે, કે આવા પ્રસંગે પોતાનું ને પારકાંનું કલ્યાણ કરવાનું બળ માત્ર મૌન એટલે ચુપકીદીમાંજ રહેલું છે. માટે વહેમ ઉપર યકીન ન રાખતાં દીકરી તું ઇશ્વર ઉપરજ श्रद्धावित्तोभवः શ્રદ્ધાવાન થા. આમ છતાં વહેમી સાસરિયાંવાળાં જો કાંઈ તેવા ભૂત ભમાડાના ભવાડા કરતાં તું જૂએ જાતે, તો આવાં વશીકરણના વહેમો નહીં કરવાને જરૂર પડે તો ત્હારે તેમને કહેવું પણ ખરૂં. શેખ સાદી શાયર પોતાને માટે કહેતા હતા કે;

> " ચું કારી બી ફુઝુલે મન બર આયદ;
> મરા દર વયે શુખન ગુફતન ન શાયદ.
> વગર બીનમ કે નાબીના ઓ ચાહ અસ્ત;
> અગર ખામુશ બેનશીનમ ગુનાહ અસ્ત."

જ્યારે કોઇ કામ મ્હારા વચમાં પૂરાયા વિના પાર પડી શકતું હોય ત્યારે મ્હારે વચમાં કાંઇ પણ બોલવું એ અઘટિત છે. પરંતુ જ્યારે હું જોઉં કે એક

ગમથી આંધળો આવે છે, અને વચમાં ઓડો કુવો છે, ત્યારે પણ જો હું મુગો મંત્ર બેસીને જોયા કરૂં તો તે હું મોટો અપરાધ કરતોજ કહેવાઉં. ચીનાઓમાં તો એટલા ઉપરથી કહેવતો ચાલે છે, કે **જે સ્ત્રી ચૂપકીદી પસંદ કરે છે તેનો પુરૂષોએ આદર કરવો.** દીકરી! સાસરાંમાં કોઇ ક્રોધ કરે તોએ ક્ષમાથી તેને જીતજે. જો મીજાજી થઈશ તો ઠોકર ખાશે, કેમકે મીજાજ ખોશે ત્યારે ત્હારા સમક્ષ શી વસ્તુ પડેલી છે તે પણ તને દેખાશે નહીં, અને તું તુટીજ પડશે દીકરા. સજ્જનતાથી તું દુર્જનોને વશ કરજે. જે છોકરી જીભને લગામમાં રાખે તેણી ઘણી ડાહી ડહાપણવાળીજ હોય. ઉદાર દિલ રાખીને સાસરિયાંની કૃપણતાનો તું પરાજય કરજે. અભિમાની છોડીથી તો પુરૂષો પણ બિહતા રહે છે; કેમકે તેણી પોતાની તુંડાઇને લીધે કાંઇ પણ સાહસ કરવાને ડરતી નથી. માટે સત્યથી અસત્યનો, જ્ઞાનથી વહેમોનો, અને ખામોશીથી ભૂતભમાડાનો તું પરાજય કરજે બેટી. હિંમતથી બુરા વહેમોને હસી નાખજે.

"શ્યામલમેં પીરમેં શરીરમેં ન ભેદ રાખે;
હિંમત કપટ જો ઉઘારે તો ઉઘર જાય;
ઐસો દાન દાને તો બિનાહી જંત્ર મંત્ર કીય,
સાપકી ઝહરભી ઉતારો તો ઉતર જાય.
ઠાકુર કહત કછુ કહિન ન જાનો તુમ;
હિંમત કિયેતે કહા કહા ન સુધર જાય;
ચાર જને ચારહુ દિશા તેં ચાર કોને ગહી,
મેરકોં હિલાયકેં ઉખારે તો ઉખર જાય."

વ્હેમે વ્હેમે સુખી સંપીલાં સાસરાંમાં કુસંપ જાગે છે. નિર્દોષ સગાં વ્હાલાં વિના પ્રયોજને વહેમાય છે, અને એકેક ઉપર સુગવાથી નિર્દોષો બાપડાં સોહરાઈ સુકાઇ જાય છે. "માથાંની લટ, આંગળીના નખ, પહેરેલાં વસ્ત્રની ચીંદરડી કે કપડાંના તાર, અથવા ખાતાં વધેલું અન્ન, એમાંનું કંઇ જો શેવડા ધૂતારા બાવટા કે ઇલ્મીના હાથમાં આપ્યે, તો તેના ઉપર તેઓ મંત્ર ફુંકી પ્રયોગ અજમાવીને જેને કંઇ કરી મેળવા ધાર્યું હોય તેને હેરાન કરી શકે છે, એવી વહેમી દેહસત ઘણી વહેમી બાઇઓને લાગતી હોય છે." વળી કેટલાંક વહેમીઓની માન્યતા પ્રમાણે માણસનું નામ કિંવા તેના પગલાંમાંની ધૂળ પણ કામણ ટુમણમાં કામ લાગે છે, એમ જાણીને વહેમો વ્હેનો ત્હારી સપાટ નીચેની ધૂળ ઉંચકી લેશે, ત્હારી સપાટ કે ઇજાર દસ્તાવી જશે, પણ ઓ દાદારે દીધેલી દીકરી! તને દાદારે દીધી છે ને દાદારજ જે કાંઇ કરશે તે બનશે, બીજાં જખ્ખ મારે છે. કેટલીક ફુવડ સ્ત્રીઓ અડદના લોટનું પુતળું બનાવીને તેને જેટલો ત્રાસ આપે તેટલો ત્રાસ

પેલાં સામાવાળાંને પડે, એમ જાણીને પછાડા મારે છે, તે તો માત્ર ખુદાઇ દાવો કરવાનો અહંકાર માત્ર કરે છે. કુદ્રત ઉપર દાવો કરીને પાછળથી તેઓજ પીડાય છે.

"રચના રંજે જાહિદી, મોહ બઢાવે મન્ન;
વહ કરતામેં કા કમી? કયોં ન ભજે હરિજન્ન?"

(દયો.)

આ સંસારમાં સ્ત્રી કે પુરૂષની નાના પ્રકારની રચના રચેલી છે, તેઓ એકમેકના મનનું રંજન કરીને મોહ માયા વધારે છે. ત્યારે વિચાર કર બેટી, કે આવી મનને રંજન કરનારી રચના ઈશ્વરે રચી છે તેનામાં શી વાતની કમી હશે, કે કોઇના કીધાથી કાંઇ થાય! કોઇના કીધા મૂકયાથીજ જો કાંઇ કશું થતું હોય તો ઇશ્વરની ઐશ્વર્યતા કયાં રહી? આપણ તેનાં રચેલાં છિયે તો તે રચનારમાં કરોડો ગણી વધારે ઐશ્વર્યતા હોવીજ જોઇએ. માટે હે બેટી! શેવડા બ્રાહ્મણ ને બાવટા ઉપર વિશ્વાસ રાખવાને બદલે પરવરદેગારનેજ વિશ્વાસથી યાદ કરજે. મોરોક્કોમાં જાદુ કોટલના વહેમને લીધે કેટલીક જાતો કુમારિકાનું મોઢું ધોળા અને રાતા રંગથી પીઠી કરે છે, અને તેણીના હાથ પગ પિળા રંગથી પિળવામાં આવે છે, કે કોઇ ભુંડાની નજર ન લાગે! પરંતુ તેજ જાતિમાં લગ્ન વખતે વર કે બૈયર માદાં પડી જતાં વિશેષ દીઠામાં આવે છે. માટે વ્હાલી બેટી! હલકાં મનુષ્યોનાં નઠારાં વચનો અને મંત્ર તંત્રને તું ગણુકારતી રખે. પ્રિન્સ અહમદનો ભાઇ પ્રિન્સ હુસેન જાદુ જાણતો હતો, અને તેની સોડે એક સેત્રંજી હતી, જેના ઉપર કોઇ બેસીને જ્યાં પણ જવા માગે ત્યાં તે ઉડીને જઇ શકતો હતો, પરંતુ હુસેન ઉપરજ જયારે કજા આવી પડી ને સપડાયો, ત્યારે તેજ જાજમ નકામી જણાઇ હતી. બેટી તું તો તાબેદારી, સેવા, ડહાપણ, ખામોશી, ક્ષમા, શાંતિ, સરળતા અને સદાચરણનેજ મંત્ર સમજી લેજે, અને "શીલ સાચવનારી વહુના ગર્ભને કશુંએ નુકશાન થતું નથી, પતિવ્રતાના હમેલ તુટી પડતાજ નથી;" એવું ગુરૂઓનું વચન છે તે યાદ રાખજે.

"પઓઇર્યામ્ ગેરેઆમ્ ગેરેઅએત અષિશ્ વંઘ્વેહિ યા બેરેઅઇતિ,
હચ અપુથ્રા–જન્યાઓ જહિકયાઓ. મા હે અવિ પાધેમ્ અવ–હિશ્ત,
મા ગાતૂમ્ નિપદ્યધ્યંઘ્ઉહ. કુથ હીશ્ અએમ્ કેરેનવાનિ?
અસ્મનેમ્ અવિ ક્રેષુસાનિ? ઝામ અવિ નિઉર્વિસ્યાનિ?

(અરશીશ્વંઘ યશ્ત)

હમેલ તોડી પાડવાની તજવીજ કરનારી દુષ્ટ સ્ત્રી વિષે બુલંદ દરજાની અરશીશ્વંઘ ફરેસ્તી પહેલો દિલગીરીનો પોકાર મારે છે. તેણી બૂમ મારીને કહે છે કે; હે આદમ! તે કુભારજાનાં પગલાં પડયાં હોય તે પગલાં પર ઉભોએ ના

રહેતો. તેણી જે આસન ઉપર બેઠી હોય તે બેઠક ઉપર પણ બેસીશ મા. અરે! એવી ક્રિયા કારસ્તાનવાળી દુષ્ટ ડાકણ માટે હું શું કરૂં! આશમાન ફાટીને જો જગો કરી આપે તો તેમાં ભરાઈ જઉં! ધરતી ફાટીને જો જગા કરી આપે તો તેમાં ભરાઇ જઉં! શું કરૂં? પતિવ્રતા સન્નારીએ તો પોતાના પતિ વિષેજ ભકિતભાવ રાખવો; એવા જાદુ કોટલના વહેમો રાખવાજ નહીં. પતિનાં ચરણ કમલને ધોઇને તે પાણી પીવું, પરંતુ શેવડા બાવટા મંત્રેલી ચિઠ્ઠીનું પાણી પીવા આપે તે ના પીવું. કેટલીક બાઈઓ પોતાની નણંદ ઉપર સુગનારી હોય છે. નણંદને પ્રથમથીજ દુશમન માની લેઇ તરેહ તરેહનાં કઠોર વચનો બોલે છે. આમ થવાથી નણંદ પણ નહીં શત્રુની શત્રુ બને છે. બેટી તું જો સાસરે સમાવા ઇચ્છા રાખતી હશે, તો નણંદ, નણંદના ધણી, ભાણુજાં, ભત્રિજાં, સૌ ઉપર પ્રેમ દેખાડજે. ત્હારાં દિલમાં બૂરો વહેમ રાખીશજ મા.

"અગર દેલ તોરા સંગે ખારા શવદ;
ન માનદ નેહાં આશકારા શવદ."

બેટી, ત્હારૂં હૃદય પાષાણ જેવું, નહીં પિગળે એવું કઠણ હોય, તોપણ તેમાં છુપાયેલો બુરો વહેમ છુપ્યો રહેનાર નથી; તે વહેમ ખુલ્લોજ પડવાનો. વરસાદ, વહુ, ને વૈદ એ ત્રણેવને જશ હોતોજ નથી. વહુ તો એકલા વરની, પણ ગુલામગીરી આખા ઘરની. તું પેઢીનો કચરો વાળશે તે પણ સાસુને સોહવાશે નહીં. બેટી તું દેરાણી જેઠાણીને પણ કદિ અવર ગણીશ મા. બીજાંને અવદશા કહેતાં આપણેજ અવરિયાં લેખાઇએ. દિલ્લીમાં દેવીદાસ નામનો વાણ્યો હતો. સૌ કહેતાં કે, "સવારના પહોરમાં જે કોઇ દેવીદાસનું અવર મોઢું જૂએ તેને તે દિવસે ખાવાનું અન્ન પણ ના મળે!" આ વાતની ખબર પાદશાહને થવાથી, વાતની સચ્ચાઇ શોધવા સારૂ દેવીદાસને પકડાવી મંગાવ્યો, અને આખી રાત કોટડીમાં પૂરી રાખી, સવારના પહોરમાં પાદશાહે કોટડી આગળ જઇ પહેલું મોઢું દેવીદાસનું જોયું, પછી પોતાને શું થાય છે તેની તપાસ કરી. ભોગ ચોઘડિયે બાદશાહ જ્યારે જમવા બેઠો ત્યારે ભોણામાં શીલીંગ ઉપરથી ઘરોળી પડવાથી નવે પકવાન પડતાં મૂકીને ભોણાં ઉપરથી ઉઠી ઉભો થયો, ને વહેમ ખરો પડેલો જાણી ફરીથી રસોઇ કરાવી હુકમ કીધો કે: "એવા અવર માણુસને શૂળીએ ચઢાવવો!" શૂળીએ પ્રાણ લેવા દેવીદાસને જલ્લાદો લઇ ગયા, ત્યારે શૂળી ઉપર તેને જેવો ચઢાવીને પૂછવામાં આવ્યું કે, "દેવીદાસ! મરતી વખ્તે ત્હારે કાંઇ કહેવું છે?" ત્યારે તે બોલ્યો; "ભાઇઓ! આજ પછી સવારના પહોરમાં પાદશાહનું મોઢું કોઇ જોશો ના! જૂઓ, મ્હારૂં મોઢું પ્રાતઃકાળે દીઠાથી તો ખાવાને અન્નજ મળતું નથી, પરંતુ પાદશાહનું અવર મૂખ સવારના પહોરમાં મ્હારા દીઠામાં આવ્યું તો હું જીવથી

જાઉં છું!" પાદશાહને આ વાતની ખબર પડતાંજ વિચાર કીધો, કે જેનું પહેલું મોહું આપણે જોઇએ તેજ ધણી આપણું પણ મોહું પહેલું જૂએ છે, તો એ બે-માં અવર કોણ? તે કે આપણે પોતે? આમ વિચાર કરીને વહેમ કાઢી નાખ્યો, ને રૈયતને પણ એવા વહેમ નહીં રાખવા ફરમાવ્યું. દેવીદાસને છોડી દીધો. બેટી! બધો વિશ્વાસ પરવરદેગાર ઉપરજ રાખ; ત્હારે માટે તેજ બસ છે, વહેમ ખાવાની જરૂર નથી. વહેમી ને ધૂતમ ધાતમ કરનારી બાઇ ખુદાની ચોર છે. કામણ ટુમણ કરનારી કુવડનો પસીનો વાસ મારે છે. છૂ મંત્ર કરાવનારીને લાળ ઝરે છે. નજરબંધી ને મૂઠ મરાવવાનો ફાંકો રાખનારી સૌમાં ઓશિયાળી થઇને ફરે છે. છોકરાં માગવા સારૂ લોકોનાં બારણા ઠોકવા જનારી નાગી કહેવાય છે. તેણીને નરક પણ ચાટવું પડે છે. ફાટેલાં લુગડાં પહેરીને લજ્જા છોડવી પડે છે. કવિ કહે છે;

> "ઢંકાય સાવ શરીર ને સચવાય અમંગલ અંગનું,
> સમજે પ્રયોજન એટલું શણગારના શુભ અંગનું;
> પતિ પદ વિના જેને સદા સંસાર સાવ અસાર છે,
> તે નારીનો સંસારમાં સુખરૂપ આ અવતાર છે."

માટે

> "વાંસો ઉદર ઉંઘાડાં ન રાખીએ;
> ઉંચે ઘાંટે ન કરીએ ઉચ્ચાર; અદબ શિખો એટલી."

આપણો જરથોસ્તી ધર્મ તો જાદુ કોટલ કે કામણ ટુમણનાં વશીકરણને ધિક્કારે છે. બીજાંઓ આપણને ધર્મી ગણે ખરાં, પણ તેથી કાંઇ આપણે ધર્મી થઇ જતાં નથી. આપણું અંતઃકરણ સ્વચ્છ ને શુદ્ધ હોવું જોઇએ. ધર્મથી ઉલટાં જઇ અધર્મ પકડીને જેઓ શેવડા બ્રાહ્મણ કરે છે, જેઓ જાદુ કોટલનો શક અને વહેમ પોતાનાં સગાં વ્હાલાંઓ ઉપર લઇ જઇને સુગે છે, તેઓ ધર્મથી પતિત થએલાં દુર્જન અને દુરવંદો ગણાયેલાં છે. તેઓ છળ કપટથી આપણ નિર્દોષોને જાદુ કોટલ કરતાં ચિતારીને ઘડીભર પોતાની આસપાસનાઓનાં મનમાં આપણે વિષે ઝેર વસાવશે, અને તાત્કાળિક આનંદ મેળવશે, પણ આખરે તો તેઓજ પીડાકારી ભોગવશે. બેટી, તને તો અખંડ જાદુ તે ત્હારૂં પતિવ્રતજ થઇ લાગશે. "વ્યર્થ સહુ વ્રત નિયમ ને કર્મ છે રે લોલ; પાળિયે જો ના પતિવૃત ધર્મ રે લોલ!" દીકરી! જેણીઓ ચિઠ્ઠી દોરા કરે છે, જેણીઓ તાવીજો ને રકાબી ધોઇ પીએ છે, અનેક અનેક વહેમી વહેજાં કરી મરે છે, તેણીઓ સોહરાયેલી, સુકાયેલી, વાસ મારતાં શરીરવાળી, અને નજીશ દેખાઇજ આવે છે. તેણીઓ ભખેલી કુતરી જેવી આવરી બાવરી ભમતી જણાઇ આવે છે. પુવડ તો તેણી જરૂર બને છે. આંખમાં ખાડા પડીને કાળા કાજળા દેખાય છે. વળી જેણી કોઇ નિર્દોષ સગી ઉપર

સુઝ્યા કરે છે, કે "ફલાણીએ મ્હને કંઇ કરીજ મૂકયું!" "ભાભીનું ભૂત તો ભાગોળે પણ નડે છે!" "ફુએણુ સાસુની ખારક તો મ્હારી આંખ બહાર કાઢે છે!" વગેરે વગેરે બિચારાં નિર્દોષોને સતાવ સતાવ કરે છે. એવી સુગનારી સ્ત્રીઓથી બેટી તું ત્હારો વહેવાર જેમ બને તેમ અળગો રાખજે. એવીઓ માટે તો ફીરદુશી શાયર કહે છે તેમ,

"બે તર્સ અઝ બદે મર્દુમે બદ નેહાન;
કે બર બદ નેહાન તંગ બાશદ જેહાન."

એવાં બદજાદ માણુસોનાં બુરાં કરતુકોથી તું અળગ અળગ ડરેલી ચાલજે; કેમજે એવાં કરતુકવાળાં માણુસો ઉપર સારી જગત રૂઠે છે. સતી સાવિત્રીએ જાદુ કોટલની કયાં દરકાર કીધી હતી? ઉલટી વન વગડામાં પોતાના સ્વામી થતાને જોઇને મનમાં પરણી લીધો હતો. જોશી બાવટાઓએ તેણીને વહેમ ઘાલ્યો, અને નારદજીએ પણ અનુમોદન આપ્યું, કે સત્યવાન તો એકજ વરસમાં મરી જશે, અને માબાપે પણ વહેમ ઘાલવા છતાં સાવિત્રીએ વહેમને ધિક્કારીને સત્યવાન સાથેજ સંસાર માંડયો હતો. જ્યારે તે સાસરાંમાં આવી ત્યારે તો સાસુ સસરાનો નબળો વખત દીઠો. સાસરાંની નબળી સ્થિતિ જોઇને તેણીએ પોતે પોતાનાં ઘરેણાં ઉતારી પાડી તેમના જેવાં ફાટાં ટુટાં કપડાં પહેરી લીધાં હતાં. તેણીનું આત્મ બળ ભારે હતું, અને તેણે વહેમોને નહીં માનવાથી સાસરૂં સુખરૂપ ચાલ્યું હતું. દમયંતી સામે પણ બહુ છૂ મંત્ર ચાલ્યાં હતાં, પરંતુ તેણી આત્મજ્ઞાની હોવાથી તેને કાંઇએ નડયું નહીં હતું. તેણી જોકે બીજી રીતે ઘણા કલેશમાં પડી હતી, તોએ વહેમોની તેણીએ પરવા નો'તી કીધી. વનમાં તેણીના પતિ ઉપર અનેક ક્રિયા કારસ્થાન ચાલ્યાં, પતિથી વિખુટી થઈ, અરધું વસ્ત્ર પહેરીને રઝળવું પડયું, પરંતુ જાદુ કોટલ અને વશિભૂત ક્રિયા ત્યજીને પતિવ્રતના વ્રતથીજ તેણી પાછી સ્વામીને મેળવવા પામી હતી. માટે ત્હારે એવાં વ્રત, અપવાસ, અને ધતમ ધાતમનાં કે માનતા શૂનતાના વહેમી વહેજાંના ધખારાને બીલકુલ નહીં ગણતાં, પતિવ્રતનેજ મોટું ગણી, પતિનીજ પુંજા માનતા કરવી દીકરી. ત્હારે તેનીજ પ્રાર્થના ને સ્તુતિ કરવી. બીજાંને ઘેરેઘેર વશીકરણુ શોધતી ફરતી ભટકતી સ્ત્રીની ઇજત રહેજ નહીં.

"પ્રમદા સદા અવર ઘરે, આંટા ઝાઝા ખાય:
ભાર બોજ ઘટતાં ઘણો, આબ્રુ ઓછી થાય."

દીકરી! પેલી સસરાવખી ગોએન્ડેલાઇન જેવી ભલી વહુની વાત તેં વાંચી છે. લૉર્ડ સુજવારીએ પોતાની એ વ્હાલી દીકરીના લગ્ન પ્રિન્સ ફ્રાન્સીસ્કો બર્જેસના બેટા સાથે કીધા પછી થોડે મહિને લૉર્ડ સુજવારીએ પોતાના વહેવાઈ

બર્જીસને કાગળ લખ્યો કે; "મ્હારી બેટી ત્હારી વહુ લેખે પાધરી ચાલે છે કે ?" તેના ઉત્તરમાં તેણીના સસરાજીએ લખી જણાવ્યું કે; "એવી વહુના જેવું અમુલ્ય રત્ન મેં કદિ દીઠું નથી. એણી સકળ ગુણ સંપન્ન છે. એણીનો ધડો બધી વહુ-ઓએ આદર્શ રૂપ સમજીને લેવો." સસરાની આવી સર્ટીફીકેટથી લૉર્ડ સુજવારીનું શીર આકાશસે લાગ્યું, કે મ્હારી દીકરીએ મ્હારી ઇજ્જત બેવડી વધારી. કમભાગ્યે ઇ. સ. ૧૮૩૭ માં બર્જીસ સસરાજી ગુજરી ગયા, અને કહેતી રહી ગઇ છે, કે "દુન્યામાં કોઇ સસરાના મૃત્યુથી વહુને ઘણો ગમ લાગ્યો હોય તો તે ગોએન્ડ-લાઇનને એકલીનેજ !" આ વહુ પોતાના સસરાની ગોયા દીકરીજ બની ગઈ હતી; અને સસરો એણીને બાપ સમાન પ્રેમથી ચ્હાતો હતો. ગાંધારી જેવી પતિવ્રતા સ્ત્રીનો ધણી આંધળો થવાથી અનેક જાતના વહેમો ને વશીકરણ કરવાની તેણીની સહીમિત્તીઓએ ઘુતમઘાતમની સલાહ આપી, ત્યારે તેણીએ એ વહેમને હસી કાઢીને કહ્યું હતું કે; "ચાલો ત્યારે, સ્વામી આંધળા થયા છે તો હું પણ આંધળી થઇશ !" આમ કહીને તેણી પણ પોતાની આંખ મિચીને રહેવા લાગી હતી ! કુરૂ-ક્ષેત્રની લડાઇ થવા પહેલાં પોતાના પુત્રોનાં એવાં ભુંડાં આચરણોને ધિક્કારીને, અધર્મી ખટપટોથી નાખુશ થઇ બોલી હતી કે, "સદા ધર્મનોજ જય થાય છે, અધર્મનો જય કદિએ થતો નથી." દીકરી ! કુપાત્ર કુછંદી સોબત તું કદીએ કરતી ના. પથ્થર ઉપર પણ દોરડાંના ઘસારાથી ચીળા પડે, તેમ એવી વહેમી સ્ત્રીઓને પણ દુઃખોના ઘસારા પડશે ત્યારે તેમના જાદુ કોટલ ઘસાઇ જઇને ચીળા પડશે. તું ત્હારા ધણી અને ઇશ્વરનો દરજ્જો બરાબર ગણવાનોજ વહેમ રાખજે. તેના ઉપર ત્હારૂં તન, મન, ધન સૌ ઓવારીને અર્પણ કરજે. તે જે કાંઇ ખાનગી છુપી વાત તને કહે તે હોઠ બહાર કાઢતીજ ના. હલકાઈથી ઉંફણાઇને પાતળે પેટની ના થતી.

> "ફેહમે સુખુન ચું ન કુદન મોસ્તમે;
> કૌઅતે તબએ અઝ મુત્તકલેમ મ જૂઇ.
> ફ્સહતે મયદાંને એરાદત બીમાર;
> તા બે ઝનદ મર્દ શુખનગુએ ગૂઇ."

સાંભળનારૂં જ્યારે કહેલા બોધમાં વહેલું સમજી નહીં જાય, તેમાં બોધ દેનારની શક્તિનો શો દોષ ? હે બેટી ! તું ત્હારાં યકીનના મેદાનનેજ ખુલ્લું રાખ, જેથી કરીને તને વાત કહેનારૂં માણુસ નિડરપણે પોતાને જે કાંઇ કહેવું હોય તે બેધડક સુખેથી કહી શકે. કુન્તી જેવી સતી સ્ત્રી ઉપર દુઃખોના ઘણા પ્રસંગો વિત્યા હતા. ત્હારી માફક તેણી પણ જ્યારે ગર્ભવતી હતી ત્યારે બીજા ત્રીજા પછાડા મારવાનું મૂકી દઇને, હિંમતથી માત્ર ધર્મનુંજ આચરણ પકડી રહી હતી. તેણી એ સમયે બોલી હતી કે, "હે કેશવ ! તમે વ્રકોદર અને ધનન્જયને કહો,

કે કુન્તી જેવી ક્ષત્રિ કન્યા જેને માટે ગર્ભ ધારણ કરે છે, તેનો વખત પાસે આવ્યો છે, એટલા માટે જો તમે આ વખતે ખોટાં આચરણ કરશો તો તમે ઘણા ધિક્કારમાં આવશો. તમે એવી જાતનાં ઘાતકી કર્મો કરશો તો હું તમારો હમેશનો ત્યાગ કરીશ. પ્રાણ આપવો પડશે તો તે પણ આપીશ, પરંતુ આવાં કાળાં કર્તુકોથી કદિએ ડરીશ નહીં. મેં પુત્રોનો દેશનિકાલ ખમ્યો, જંગલે જંગલ ભટકી ને રઝડી છું. મ્હને ગારમાં ભરાઈ રહેવાનું દુઃખ સહન કરવું પડયું છે. રાજ્ય ગુમાવવું પડયું છે, અને બધાં દુઃખો દેખ્યાં છે. દુર્યોધને મ્હારૂં અને મ્હારા દીકરાઓનુંજ ૧૪ વરસ વેર ભારે અપમાન કર્યું છે. હવે એના કરતાં બીજાં શું દુઃખ પડવાનાં બાકી છે, કે અર્જુને છોડીને બીજા પછાડા મારૂં? દુઃખ ભોગવવાથી પાપનો નાશ થાય છે, એટલુંજ સમજીને અમે હમણા દુઃખો ભોગવી લઇ પાપોનો નાશ કર્યે છિયે. ત્યાર બાદ અમે અખંડ સુખ ભોગવીશું, એમાં કાંઇ સંદેહ નથી!" ગમે એવા બારીક પ્રસંગે પણ તેણીએ પોતાનું શિયલ સાચવ્યું હતું, અને પરપુરૂષનો ઓળો સરખોએ તેણે લીધો ન હતો. પતિ ભકિત એટલેજ શિલ સાચવવાનું વ્રત છે બેટી.

> अन्योन्य स्याव्यभिचारो भवे दाम रणान्तिकः ।
> एष धर्म्मः समासेन ज्ञेयः स्त्री पुंसयोः परः ॥

મરતાં સૂધી ધણી ધણીઆણીએ પરસ્પર બીજા કોઈ સાથે વ્યભિચાર કરવોજ ના જોઇએ. ટુંકામાં કહે તો પતિ પત્નિનો ધર્મ એજ છે, બીજો ધર્મ નથી. સોવાસન સ્ત્રીએ સર્વદા લજ્જા, મર્યાદા ને વિવેક રાખી, વસ્ત્રથી ઢંકાયેલી, સૌભાગ્ય સુંદર વેશે ફરવું; પણ ભમાતુ, ભમતી ભટકતી, કે ભૂત ભમાડામાં ને વશીકરણના વહેજાંમાં ખુવાર થનારી ન થવું. તેમ કરવાથી વહેસી, ચિડચેલ, ખાંઉંકરડું, વઢકણી, ચડેલ ચુડેલ જેવી તેણી આપોઆપ દુઃખી થઇ પડે છે.

> "વિચારીને ચાલતાં, પઢવો નિત આ પાઠ;
> અબળાએ ઇચ્છવો નહીં, અણઘટતો એ ઠાઠ.
> સુખ ઇચ્છે જે સુંદરી, સંસારે સદાય;
> નિત્ય પાઠ આ મૂખે કરી, માનવતી મલકાય!"

દીકરી! આ બોધો પૂરા કરવા વહેલો માગું છું, પણ અધુરો બોધ નહીં રહી જાય, તે માટે મને લંબાવવું પડે છે, કેમકે હમેલવાળીએ શું શું કરવું તે સમજાવવાનું તો ઘણું રહી જાય છે.



## શિક્ષણ ૧૫ મું.

" My pen is at the bottom of a page,
Which being finished, here the story ends;
'Tis to be wish'd it had been sooner done,
But stories somehow lengthen when begun."—*Byron.*

**દીકરી મ્હારી !**

હવે તું બે જીવવાળી ગરોદર થઇ છે, માટે ગર્ભવતી સ્થિતિમાં એવડી સંભાળ હવેજ ત્હારે લેવાની છે. ત્હારી તંદોરસ્તીની તેમ ત્હારા ગર્ભની આરોગ્યતા સારૂ ત્હારે ખૂબ સમાળીને હવે કામ લેવાનું છે. ગર્ભવાળી અવસ્થામાં તું મન, વાણી અને કર્મે જેવાં રાખશે તેવુંજ બાળક ત્હારે પેટે પેદા પડશે. તું જેવો આહાર ખાશે તેવું સશકત કે દુર્બળ બાળક પોખાશે. તું માઠા વિચાર કરીશ, તું દુષ્ટ ઇચ્છા કરીશ તો નઠારૂં બાળક જન્મશે. તું અશોઈના, પવિત્ર વિચારો કરીશ, તું સચ્ચાઈના જેવા શુભ વિચારો કરીશ તેવું ત્હારૂં બાળક તું પામીશ. ગર્ભ ધારણ કરવાની સ્થિતિ આવવા પહેલાંજ તું શુભ ચિંતવન રાખવા માંડજે. તું રૂશતમ કે શોહરાબ પહેલવાન જેવો બળવાન પુત્ર પ્રાપ્ત થાય એવી દ્રઢ ઇચ્છા રાખતી હોય, તો ત્હારા સુવાના ઓરડામાં બધે બધ જોરાવર પુરૂષોનાજ ચિત્રો ટંગાવજે. તું અશો જરાથુશ્ત્ર કે હકીમ જામાસ્પ જેવા અશો પુત્ર માંગતી હશે, તો તેમના જેવા પવિત્ર પુરૂષોનાજ પીકચરો દિવાલે આલેખાવજે. ત્હારા વરજીને પણ તેવીજ ભાવના રાખવા કહેજે. જે વેળાએ વરજીનું ધ્યાન ધક ને મનનુ વળણુ જે તરફ હશે તેજ પ્રકારનાં બાળક તે પ્રાપ્ત કરશે. નવસારીમાં બનેલો એક દાખલો મ્હારો જાતિ અનુભવનો હું તને કહું છું, કે આપણાજ કુટુંબના એક નબીરા ફરદુનજી કરીને હતા. તેમને જુવાનીમાં ગાનતાન, ગીતરાગ, નાટકો અને ભવાઈ કે રાસલીલા વગેરે બધું આનંદનું જોવાનો અતિ ભારે ચરસ હતો. તેમની દ્રઢ ભાવના તેમાં ને તેમાંજ રાત ને દહાડો ભમી રહેલી હોવાથી તે સંધીમાં તેમને પેટે જે પુત્ર પેદા થયો, તેને બચપણથીજ ગાયન ને વાજીંત્રનો શોખ લાગ્યો; તે એટલે વેર કે આજે ગાયન અને વાજીંત્ર વિદ્યામાં તે બહુ કુશળ છે. ત્યાર પછી ફરદુનજી મોસુફ નવસારીની "મેહેરજીરાણા લાયબ્રેરી"માં લાયબ્રેરીયન તરીકે રહ્યાથી રાત દહાડો ન્યુસપેપર, ચોપડી અને ચોપાનિયાંમાંજ જ્યારે તેમનો વહિવટ વહેવાર ચાલુ રહ્યો, તે પ્રસંગની સંધીમાં જે પુત્ર પેદા થયો તેને ચોપડી પ્રગટ કરવી, ચોપાનિયાંઓમાં લેખો લખવા, વિગેરે એવાજ પ્રકારનો છંદ આજે પણ મ્હારા દીઠામાં આવે છે. અને એ બેના વચલા ગાળામાં તેમના

ભણુવા ગણુવા અને બંદગી કરવામાં રોકાયલા પ્રસંગની સંધીમાં જે પુત્ર જન્મ્યો તે મોબેદીજ પેશામાં પડયો હતો. કહેવાની મતલબ એ છે, કે જેવી વાસના, જેવી ઇચ્છા, જેવા વિચાર, તું અને ત્હારા ધણીજી કરશો તેવાંજ બેટા બેટી તમને મળશે. તેમજ જેવા પવિત્ર દેખાવ તમે ગર્ભની સ્થિતિમાં જોશો દીકરી, તેવાંજ સ્વરૂપ તમારાં બેટા બેટીનાં થશે. તું આ સ્થિતિમાં ખુશ મીજાજ રાખી, શુકનવંતી શુભ રહીનેજ ફરતી રહેજે બેટી.

"શણગાર શીલ તણો સજી, શોભા કરવી સદાની;
અન્ય ભૂષણ નહીં ઇચ્છીએ, એજ ટેવ મજાની.
રાખવો રોજ લલાટમાં ચાંદલો કંકુ કેરો;
કરિયે ઉદાસી ન કોઈ દિન, ચતુરાં નિજ ચહેરો."

દીકરી ! આપણા લોકોમાં અજાણપણે ઉપર કહેલાં ધોરણનો કેમ ઉપયોગ થાય છે તે તને કહું. એક સ્ત્રી ગર્ભવતી હોય છે, અને ગર્ભને પાંચમે મહિને જીવાત્માનો પ્રવેશ થવાની તૈયારી હોય છે, ત્યારે પાડ પડોશીમાં સારૂં, સુંદર, દેખાવદાર અને ખુબસુરત બાળક હોય, તે બાળકને ઘરમાં બોલાવવાની ગોઠવણ થાય છે. તે સુંદર બાળકને લઈને તેની માતા એકાએક જાણે ઘરમાં આવે છે, અને ગરોદર સ્ત્રી જે એકાએક પેલાં બાળકની મૂખમૂદ્રાનો છાપ પોતાની મનછાંયા ઉપર અથડવા દે છે, ત્યારે જેવા ઉલ્લાસ અને ઉમળકાથી તે બાળકને તે ગર્ભવાળી નાર જોઇને તે બચ્ચાંથી પ્રસન્ન થાય છે, કે તેની મનછાંયાની અસર એટલી બધી તો ઉંડી ઉતરી જાય છે, કે તે ગરોદર સ્ત્રી જે બાળકને જન્મ આપે છે તે બાળક પેલાં ખુબસુરત બાળકના જેવુંજ સુંદર મૂદ્રાનું જન્મે છે. ઉત્તમ ઘોડા ઉછેરનારાં કારખાનામાં અને લશકરમાં જ્યારે ઘોડી, ઘોડાનું બુંદ ધારણ કરવાની સ્થિતિમાં હોય છે, ત્યારે ઘોડીની આંખે પાટા બાંધે છે, અને તેણીની સામે સુંદર ઉંચા તોખમના કદાવર ઘોડાઓ બાંધી રાખે છે. ઘોડી જેવી દોડતી આવે છે, અને વીર્ય ધારણ કરવાનો જેવો વખત થાય છે, કે તુર્તજ ચર્વેદારો પેલી ઘોડીની આંખે બાંધેલા પાટા ઝટ છોડી નાંખે છે, અને તેજ વેળાએ વીર્યનું પડવું અને ઘોડીની નજરે પેલા સુંદર ઘોડાનો ફોટોગ્રાફ, મનછાયાનું પડવું એ બન્ને ક્રિયા એકી વખ્તે થાય છે, અને મનછાપ એવો પડે છે, કે જે બચ્ચું તે ઘોડી જન્મે છે, તે બચ્ચું આબેહુબ પેલા સુંદર ઘોડાના સ્વરૂપનું અને ઉંચાં કદવાળું પેદા થાય છે. શાસ્ત્રકારે કહ્યું છે કે;

"सा भार्य्याया पतिप्राणा साभार्य्याया प्रजावती ।
मनो वाकूकर्म्म भिःशुद्धा पति देशानुवर्तिनी ॥

જે નારી પોતાના પતિના પ્રાણ જેવી છે, જે સ્ત્રી પુત્ર ઉત્પન્ન કરનારી છે, અને જેણીનું મન શુભ છે, વાણી શુદ્ધ છે, અને કર્મ શુકનવંતાં છે, અને જે પતિના

હુકમમાં રહેનારી છે તેની પ્રજા પણ ઘણી ઉત્તમ પેદા થાય છે. જરાયુજનું અસ્તિત્વ વીર્ય અને લોહી એ બન્નેના સંમેલનથી થાય છે. અર્થાત, રૂતુકાળે સ્ત્રીના ગર્ભસ્થાનમાં વીર્ય પ્રવેશ કરે છે, અને વીર્ય જ્યારે સ્ત્રીના લોહી સાથે મિશ્રિત થાય છે ત્યારે તેમાંથી જરાયુ ઉત્પન્ન થાય છે. તેમાં જો લોહીનો ભાગ વધારે હોય તો છોકરી જન્મે છે અને વીર્યનો ભાગ વધુ હોય છે તો છોકરો પેદા થાય છે. અને કદાચ વીર્ય તથા લોહી એ બન્નેના ભાગ સરખા હોય તો તે નપુંસક પેદા થાય છે. સ્ત્રીને રૂતુ સ્નાન (દશતાન) થવા પછી ચોથા દિવસથી સોળમા દિવસ સૂધી "રૂતુ કાળ" કહેલો છે. તેમાં બેક્કીની સંખ્યાના દિવસોમાં રહેલો ગર્ભ પુરૂષ ઉત્પન્ન થાય છે, અને એક્કીની સંખ્યાના દિવસોમાં રહેલો ગર્ભ સ્ત્રી ઉત્પન્ન થાય છે. આ દહાડાઓમાં અને ગર્ભ રહ્યા કેડે, દીકરી તું ખાટા, તિખા ને કડવા પદાર્થોનો ખોરાક ખાઇશ મા. તેમ દાબી દાબીને ઘણું ખાતી પણ ના. ગર્ભવાળી હાલતમાં લગાર કોરડી રહેજે. શાયરે પણ કહ્યું છે કે;

"તુરા ખુરદે બિસિયાર બુગઝાયદત;
વગર કમ ખુરી ઝોર એફઝાયદત.
મકુન દર ખુરેશ ખીશતન ચાર સૂ;
ચુનાન ખુર, કે નીઝ આયદત આરઝૂ."

બહુ ખાધાથી તને નબળાઇ થશે, અને તું જો લગાર ઓછું ખાશે તો ત્હારામાં વધુ શક્તિ રહેશે. દીકરી તું એટલું બધું તો નાજ ખાતી, કે જેથી ચારે તરફથી ત્હારૂં પેટ ફૂલી આવે. જ્યારે ખાધાની તને થોડીક રૂચી બાકી રહે, કે તું તુર્ત ખાવાનું બંધ રાખજે. વ્યાઇ ઉઠેલી સ્ત્રી જ્યાં સુધી પોતાના બાળકને ધવાડે ત્યાં સુધી તેણીના શરીરમાંનો કેટલોક રસ દુધના રૂપમાં આવે છે, જેથી વ્યાઇ ઉઠયા પછી જરાક જરાક વધારે સંગીન ખોરાક ખાય તો શરીરમાં વિશેષ લોહી આવે. કુદ્રતની કાંઇ ઑર કરામત છે, કે વ્યાઈ ઉઠયા પછી કેટલોક વખત વેર જનનારીનું દશતાન બંધ રહે છે, જેથી તે વેળાએ જરા ભૂખ પણ વધારે લાગે છે, અને તે વેળાએ ખોરાક પણ લગાર વધારે ખાવો જોઇએ. માટી બૈયરને જ્યાં સૂધી પેટે સંતાન પેદા પડતું નથી ત્યાં સૂધી, ગમે એવાં બીજાં સુખો તેમને કાં નહીં હોય, તોપણ તેઓ બેચેન અને અસુખી રહે છે. સંસાર સુખને માટે બચ્ચાંની ખાસ જરૂર હોય છે. માટી બૈયર એક બીજાં સાથે સાચા પ્રેમથી જોડાયલાં હોય તેમનેજ બચ્ચાં ઘણાં થાય છે. બચ્ચાંની માય, અને છોકરાંના બાપને વાંઝયાં કરતાં કાળજી વિશેષ રહે છે, પરંતુ તે મિઠી કાળજી હોય છે. જેઓ વાંઝયા રહે છે તેઓ ઉદાસ, મતલબી, અને અસાંસતાં અસંતોષી બને છે. દીકરી! ગર્ભ રહ્યા પછી તું સૌ સાથે ખુશીમાં રહેજે. એ પ્રસંગે ભટકવાની ટેવ રાખીશ નહીં. ઘરમાં જરા નવરાસ મળે તો અહિં તહિં ભટકવાને બદલે શુરવીર પુરૂષોના પરા-

ક્રમના પુસ્તકો, અને ધર્મનીતિની ચોપડીઓ વાંચવી. મહાન પુરૂષોના, સંત પુરૂષોનાં ચિત્રો જોયા કરવાં, ને પરવરદેગારની પ્રાર્થના કરવી. તકરાર કે વાદવિવાદમાં, ક્રોધ કે મોહમાં પડવું તો નહીંજ, પણ તેનો વિચારે ના કરવો. નિંદા તો બીલકુલ કરવી નહીં. અમર્યાદ પણ ના થવું. પેટમાં રહેલા ગભ વિશે જરા પણ ચિંતા કે ફીકર ના રાખવી.

"મોર મેરૂ પર ચુંગે, ચુંગે હંસા જલ સરોવર;
શૅર જંગલમેં ચુંગે, ચુંગે પંછી જલ તરૂવર.
ગજ કજલી બન ચુંગે, ચુંગે પાતાલ ભુજંગમ;
મછ કછ સબહિં ચુંગે, ચુંગે ઘર બધે તુરંગમ.
જીવ જંત સબહિં ચુંગે, વાંકિ ગાંઠ ક્યા ગર્થ હે?
ચિંતા મત કર નિશ્ચિંત રહે! પૂરનહાર સમર્થ હે!"

દીકરી! ભારે પગે થએલી સ્ત્રીએ હલકાં રહેવું એવી કહેવત છે. ગર્ભને કસરત ગમે છે, એ વાક્ય બરાબર પચવજે. તું જેમ બેહદ થાકનું કામ કરીશ નહીં, તેમ રોજના વ્યવસાય, રોજનું ઘર કામ છોડી બેસતી ના. કામકાજ કીધાથી, હાલ ચાલ કીધાથી, વાંકાં સિધાં થવાથી, અને કુવેથી પાણી કાઢી લાવ્યાથી ગર્ભવાળીને કષ્ટાવાની સ્થિતિ થતી નથી. કેટલાંક મોટે ઘરનાં સુંવાળાં થઇ બેઠેલાંઓ વહુને ચોચો–પોપો કરીને "અરે વહુમાય! ત્હારાથી હમણા કુવે ન જવાય!" "અરે વહુમાય હમણા ત્હારાથી ટડું કે અકરૂ ના બેસાય." "વહુજી, તું હમણા સુઇ રહે. વાસણ–કચરો કાંઇ ત્હારાથી હમણાં નહીં થાય!" આવી રીતિઓથી ગર્ભ પોષાતો નથી, તાજો રહેતો નથી, અને ગર્ભસ્થાનથી સ્વતંત્રતા પામતો ન હોવાથી ગંઠાઇ પણ જાય છે. દીકરી, આવી સુખચેનની હાલત તને રોગી બનાવશે; દળિદ્ર પણ બનાવશે. ગર્ભ કાંઇ આરામનો નથી, શ્રમનો છે. આવાં સુવાળાંપણુંને પોતાની તંદોરસ્તીનો ભોગ આપવો પડે છે. સુખ અને આસાએશની મોંકાણમાં આળસુ ગર્ભવતી કાવળાં ને રોગી બાળકની માતા થાય છે. ગર્ભવાળીએ અલબત્ત, એક ને એક કામ, જેમાં કંટાળો લાગે તે ના કરવું, પણ શરીરની હીલચાલનાં રોકાણમાં દહાડાનો કેટલોક ભાગ રહીનેજ વિસામો લેવો. "ઉઠરે વહુ વિસામો ખા—હું કાંતું તું દળવા જા!" એવી જાતનો વિસામો જે સાસુ પોતાની વહુને આપે તેજ વ્હેલી બપાઇ થવા પામે. જે ગર્ભવતી આસાએશ, સુખચેન, અને આશાંની કે આરામને ઘણી પંપાળે છે, તેની આગળથી તો આરાંમિયત એક લજ્જાવાન સ્રીની માફક ચાલી જશે. તંદોરસ્ત ધણી જો દર્દી બાયડી કરી લાવે, અથવા દર્દી ધણીને જો આરોગ્ય નારી પરણે તો સંતાન થતાં નથી. અધર્મી થઇને, વ્યભિચારી થવાથી, અથવા રેત તથા ધાતુ બગડી જવાથી જે ધણી ધણિયાણીને પેટે પુત્ર પેદા થાય તે રોજનો માંદો

સાજો નિવડે. વીર્યશય અને ગર્ભાશય બગડી જાય એવા કાંઈ પણ વિચાર આચાર પાળવાથી ખરાબીજ થાય છે. ગર્ભવાળી સ્થિતિમાં દીકરી, તું શોકમય થઇશ મા, શોકાતુર ગમગીન દેખાવ જોઇશ મા, રૂદન બીલકુલ સાંભળીશ મા. આપણા પારસીઓમાં રૂવાનની ગેહ સારતી વેળાએ બે જીવવાળી સ્ત્રીને, ત્યાં નહીં બેસવા દેતાં, આડોસી પાડોસીને ત્યાં મોકલી દે છે તેનું કારણ એજ છે, કે શોકાતુર દેખાવની, ગમગીન રૂદનની, કે નાખુશ બનાવની અસર તેણીના ગર્ભને પહોંચવા ન પામે. શાહજાન બાદશાહની આગળ જગન્નાથ નામનો ઉત્તમ ભજન ગાનારો હતો, જેણે ગુણ સમુદ્ર ઉપાધિ મેળવી હતી, અને જે ખુદાઇ ગાયનો ગાતો તો નાસ્તિકોમાં પણ ઝનુન આવતું હતું. તેની સામે ઇસ્લામની શ્રદ્ધા વધારવાને લાલખાં અને દારાખાં જેવા ગવૈયાઓ એવી તો ધર્મ ઝનુનથી ભરેલી ગઝલો અને કંવાળી ગાતા, કે મર્કટને પણ મદિરા પીધા જેવું જોમ છુટતું. વિચાર કરો કે તેની અસરે ઔરંગઝેબ કેવો ધર્મ ઝનુની પેદા થયો! જ્યારે જેહાંગીર બાદશાહની હજુરમાં છત્રખાં, મનુખાં, અને હામજાખાંના શાંતરસથી ભરેલાં મધુર ગાયનોની અસરથી શાહજેહાન તેવીજ પ્રકૃતિનો પાદશાહ પેદા થયો. ડયુક ઑફ સૅક્ષકોબર્ગ અને ગોથા, (ડયુક ઓફ એડીનબરો)ની મૂખમુદ્રા આબેહુબ એક સાધારણ પનીરવાળા દુકાનદારના ચહેરાને પૂરેપૂરી મળતી આવતી હતી, તેનું કારણ મનછાંયાનુંજ હતું, જેથી તે પનીરવાળાને લોકો "ડયુક" કહેતાં હતાં. ગોરી સ્ત્રી અને રૂપાળા મરદને પેટે હબસી જેવો પુત્ર ગણદેવીમાં જન્મ્યો હતો, તેના કારણમાં સ્ત્રીનું પતિવ્રત તો પાકું હતું, પણ તેણે ગર્ભવાળી હાલતમાં એક હબસીના છોકરાને વારંવાર ઇરાદાપૂર્વક દીઠા કીધાથીજ, તેણીને પેટે તેજ રંગનો ને તેજ ચહેરાનો પુત્ર પારસણ માતાએ જન્મ્યો હતો! ટુંકમાં, ત્હારો દીકરો ત્હારા પવિત્ર પતિના જેવોજ પાકજાદ, પતિના જેવોજ સોહામણો, અને સદ્‌ગુણી નિકળે, એવી દ્રઢ ઇચ્છા ગર્ભિત હાલતમાં ત્હારે રાખવી જોઇએ બેટી.

" यादग्गुणेन भर्ता स्त्री संयुज्येत यथाविधि ।
तादग्गुणा सा भवति समुद्रेणेव निम्नगा ॥

ઑરત પોતાના ગુણના જેવાજ પતિની સાથે વિધિ પૂર્વક જો સંબંધમાં આવે છે, તો તેવાજ ગુણવાળું તેણીને સંધું પ્રાપ્ત થાય છે. જેમ નદી છે તે જો સમુદ્રમાં જઇને મળે છે તો તેના પાણી મિઠાં હોય તે પણ ખારાં થઇ જાય છે, તેવોજ સંયોગ સંબંધનો અર્થ પ્રાપ્ત થાય છે. દીકરી ઘી, દુધ, અને મરી મસાલાના ચોપડા ખોરાક હમણા વધારે ખાઇશ ના; એથી કરીને ચરબી વધી પડશે, અને ગભાશય પણ વધી પડશે તો ગર્ભના માર્ગને દબાણ ઘણું થશે. ખાટું ખટાણું, ને મરચાંનું ખાવાનું ગર્ભને અધુરે પાડે છે, માટે બહુજ સાચવીને નિયમિત ખોરાક ખાજે.

"પિયે દૂધ મણુ પાંચ, શેર પેંત્તીશ સ સક્કર;
અન્ન નવ તાકડી, ખાય એક મોટો બક્કર;
કાળકૂટ ત્રય શેર, સવામણુ ધૃત્ત સુપોષન;
કસ્તૂરી એક શેર, શેર દો કેસર ચોપન;
મણ ચાર દહીં મહીષી તરન, ભોજરાજ મટકી ભરે;
સવા પ્હોર દિન ચઢતહીં, સિરામણી ચામુંડ કરે !"

સારી માતાને પેટે સારાજ પુત્રો પેદા થાય છે. સારી માવતરનો વ્યાર માઠો નિવડયાની શેકશપીયરની તર્ક કદાપિ ખરી હશે, પરંતુ તેમાં વાસના કે માઠી વાંચ્છાનો કાંઇપણુ મનછાપ હશે. મહાન પુરૂષોના અને રૂષિ મૂનિઓના જીવન વાંચતાં જણાયું છે, કે તેમના સદ્‌ગુણો તેમની માતાઓથીજ તેમને વારસામાં મળેલા હતા. માટે સદ્‌ગુણી સ્ત્રીઓને પેટે દુર્ગુણી દીકરા દીકરી નિવડવામાં, ગર્ભની હાલત વખતના ઉદાસીન કે નબળા વિચારોનાજ કારણો સમજી લેવાં. ગાભણિના ગાભ તૂટી પડે એવા તાનશૂરથી જે ગાયનો ગ્રીસનો મહાન ગવૈયો આરક્યુસ ગાતો, ત્યારે જે સ્ત્રીઓએ ગભરાટના આંચકા ખમેલા તેમના પુત્રો હિચકારા, બાયલા, અને શોકાતુર જન્મેલા હતા. ગરોદર સ્ત્રીને હરહમેશ પોતાના ગભ વીશેજ રાત ને દહાડે ચિંતવન રહે છે. તેણીને ગર્ભ છુટયા શિવાય બીજું કોઇ ચીજનું મનન હોતું નથી. અને તે ચિંતવનમાં તે જે પ્રકારના શુભ અશુભ વિચારો કરશે, તેમાં પણુ લોચામાં જીવ પડતી વેળાની સ્થિતિમાં જે ઉચ્ચ ભાવના તેણી રાખશે, તેવું તેણીને ફળ પ્રાપ્ત થશે. એક રાજાએ પોતાની દરબારમાં સહજ એક પ્રશ્ન કર્યો, કે "**બારમાંથી બે જાય તો શું રહે ?**" ત્યારે સૌ લોક બોલી ઉઠયા કે; "**દસ રહે;**" પણુ વઝીરની પુત્રિ બોલી ઉઠી કે; "**કાંઇ નાહીં રહે !**" એટલે જમેદારો બોલ્યા કે; "વઝીરજાદી જે કહે છે તે ખરૂં છે; બાર માસમાં અખાડ અને ભાદરવો એ બે મહિના બગડે તો બધા દસે દસ મહિના બગડે, ને કાંઇજ નહીં રહે !" એટલે વઝીરજાદી બોલી, "એમ નથી, મ્હારૂં પંચમાસ્યું અને અઘરણી આ બે બગડે તો બારે માસ બગડે, ને મ્હારે પેટે કાંઇજ ના રહે !" ત્યારે રાજા કહે; "એણે એનું કુટયું ને પેલે પેલાનું કુટયું !" એટલે વઝીરે ટહુકો કર્યો; "બન્ને ખરાં છે. **જેના મનમાં રાતદિન જે વસે છે તે બોલે છે; એ કાંઈ બોલતાં નથી !**" કલાંતનો ખેદ તજે છે; તપી ગએલું તે ટાઢું થાય છે; મૂઢ હોય તે ડાહ્યો થાય છે; આકુળ વ્યાકુલ હોય તે ઠંડો પડી જાય છે; પરંતુ જે શુભ વાંચ્છનાથી શુભ ઇચ્છે છે, તેનેજ એવાં ફળ મળે છે. ઘાસ શિવાય બીજી કોઇ જગોએ આગ લાગે છે તો તે પોતાની મેળે પણુ હોળાઇ જાય છે, તેજ પ્રમાણે ગર્ભમાં ઉતરતા સારા નરસા ગુણો પૂણુપણે વિકાસ પામવાને માટે તેવાજ પ્રકારની સ્થિતિ તેને અનુકૂળ થવી જોઇએ. દીકરી ! પુત્ર જન્મે કે પુત્ર, પણુ અમુકજ જન્મે એવી વહેમી માનતા શુનતા રાખતી ના. માનતા માનવી હોય તો ત્હારાં

મનમંદિરમાં જઈને ત્હારા પતિના જેવુંજ બાળક થવા માટે પતિ–દેવની માનતા માનજે. બીજે દેવ દેહરે ભટકીશ નહીં બેટી.

"પતિ તજીને ભજી દેવ દેવલાં રે;
બીજા ગુરૂમાં ફસી વીણે વેવલાં રે !"

એવી સ્ત્રીને પોતાના પેટના કાદવનું શુભ વિચારવામાં આવતુંજ નથી. ત્હારે તો દ્રઢ નિશ્ચયપૂર્વક માનવું, કે મ્હારે પેટે તો જરથોસ્ત જેવો પુત્રજ પેદા થવાનો! અને પેગમ્બર સાહેબની સબી જોઇ જોઇને ત્હારે મનમાં ને મનમાં મલકાયાજ કરવું. એથી ઉલટો માઠો વિચાર આવે તો તું એક દહાડો અપવાસ પાળજે. રખે વ્યાતાં મરી જઉં ! રખે મૂવેલું બાળક અવતરે ! રખે અધૂરે ગર્ભ તૂટી પડે ! એવા વિચાર તો જરાએ કરવા જોઇતા નથી. ત્હારૂં હાડ હશે તો ઘણાંએ પુત્રાપુત્રી તને પ્રાપ્ત થશે, માટે આ હાલતમાં તું ત્હારા શરીરની પહેલી રક્ષા કરજે બેટી.

पुनर्वित्तं पुनर्मित्रं पुनर्भार्या पुनर्मही ।
एतत्सर्वं पुनर्लभ्यं न शरीरे पुनः पुनः ॥

આ સંસારમાં કદાપી પૈસા જતા રહેશે તો પાછા મળશે. સખી કે મિત્ર મરી જશે તો બીજી સખી મળશે, બીજી સ્ત્રી મળશે, પૃથ્વિ પણ પાછી મળશે, પરંતુ આ ત્હારો મનુષ્ય દેહ પાછો વારંવાર મળવાનો નથી. ગર્ભિણીએ મન પવિત્ર રાખવું. મલીન વિચારો ત્યજી દેવા. પર પુરૂષ તરફ ગરોદર સ્ત્રીએ વિકારની નજરે ના કરવી. અસભ્ય પુરૂષો તરફ તો નજર પડે તેવીજ, જેમ સૂર્યને દેખતાંજ આપણે આંખ મિચી દઇએ છીએ તેમ, ત્હારી આંખ મિચી બીજી દિશાએ ફેરવી દેજે. ત્હારા વરજીનો મિત્ર ગમે એવો શુદ્ધ ઘાનતનો હોય તેના તરફ પણ વધારે વાર જોવું નહીં, કે તેનો વિચાર ના કરવો. તેનોજ છાપ નજરમાં રાખ્યેથી તેવાં રૂપનું ફરઝંદ થાય, તો લોકોની જીભલડી તને ખરાબ કરે. દીકરી ત્હારી ગર્ભવાળી અવસ્થામાં તને જુઠી નાજુકાઇ રાખવા તો હું કહીશજ નહીં. ગરોદર સ્ત્રીને ખોટી નાજુકાઇથી નબળાઈ થાય છે, ને શરીરને આરોગ્યતા રહેતી નથી. બે જીવવાળી વહુને સાસુ ને માયમાસી નાજુક બનાવી નાખે છે, જેથી ગરોદર હાલતમાં ઘણી અબળાઓને હાથે પગે કળતર, હિસ્તીર્યા, કમ્મરનું ફાટવું વગેરે પ્રકારથી તબ્યત નાજુક ને નબળી પડી જાય છે, માટે તું ખરઘર રહીને નાજુક બનવાનું માંડી વાળજે બેટી. ગર્ભવાળી અબળાએ તંદુરસ્ત રહેવા માટે ચાલુ ઘરકામ કરવું, અને આરોગ્ય રહેવા માટે ૯ મહિના ઘણી "કરી"ને પથ્ય પહરેજી પાળી સ્વચ્છતા તથા સુઘડતા રાખવી. આવી વેળાએ Heaven helps those who help themselves. ઘણીવાર ને ઘડી ઘડી ઓસડ ખાયા ના કરતી બેટી. આતસબેહરામ પાદશાહની તને દોવા છે કે,

"ઉપ વીરનામ પોઉરૂતાસ! ઉપ–થ્વા વેરેઝ્રવત્ચ મનો !
વેરેઝ્રવતિચ હક્ષાઇત અંઘઉહ ! ઉર્વાક્ષ–અંઘઉહ ગય જિઘએષ !

બેટી પ્યારી! ત્હારે ત્યાં બહાદુર પુત્રનો વધારો થજો ! તને કામ કરતું રોકાણુવાળું મન પ્રાપ્ત થજો ! ત્હારી જીંદગીભર તું રોકાણુમાં રહેજો ! જેટલી રાત તું

જીવતી રહે એટલી રાતો ખુશાલી ભરેલાં જીવનના જીવ સાથની તું ગુજારજો! આમીન! દીકરી! "ગેરામી તર અઝ ખુને દેલ ચીઝ નીસ્ત—ખેરદમંદ ફર્ઝંદ બા દેલ યકીસ્ત." ત્હારાં દીલમાં હાલ ફરતાં લોહી, ત્હારા પેટના કાદવ કરતાં તને બીજું કાંઇ પણ વધારે પ્રિય હાલ નહીંજ હશે. ત્હારે પેટે ડાહ્યું ફરઝંદ પ્રાપ્ત થાય તે ત્હારાં દિલ બરાબરનું તને પ્રિય હોવું જોઇએ. અઘરણી પંચમાસિયાંની રીત કે વિગત માટે તું વાત વાતમાં જરા પણ ત્હારાં મનને હાલ ઓછું લગાડવાનું કે જરા જરામાં રિસાઇ જવાનું તું બીલકુલ કરીશ મા.

"જ્યારે જવું થાય સાસરે, તજી તાતના ઘરને;
નમ્રપણું નિત્ય રાખવું, વ્હાલાં થવાને વરને."

વહુને વાગ્યું વાંસામાં, ને સાસુ શેકે સોડમાં; એવું કેટલુંક થશે હો દીકરી! સાસુ ફોડે તે કહલેડાં, ને વહુ ફોડે તે ઠિકરાં! એવું ઘણું ઘણું વિતશે બેટી! જેઠની તો તું વડા ભાઇની માફક તાબેદારી ઉઠાવજે. દિયેર ઉપર ત્હારા ન્હાના ભાઇની માફક પ્રેમ રાખજે. તેમનો કદી તિરસ્કાર કરીશ મા. સતી **સીતા** જેમ પોતાના દિયેર **લક્ષ્મણ** ઉપર સ્નેહ રાખતી હતી, તેવો સ્નેહ તેના પર રાખજે. **ઉર્મિલા** જેમ પોતાના જેઠ **રામની** ભક્તિ કરતી હતી, તેમજ તું પણ ત્હારા જેઠની સેવા ચાકરી કરજે. તેમનાં બચ્ચાંઓને ત્હારાં પેટનાં બચ્ચાંની પેઠે ચ્હાજે. ગમે એવાં સાસરિયાં દુઃખોમાં ધીરજ રાખશે એજ ત્હારી બહાદુરી લેખાશે. આંખ અને કાન વચ્ચે તો થોડોજ અંત્તર છે, પરંતુ આંખે જોવું અને કાને સાંભળવું એમાં ઘણોજ ફરક છે પુત્રી! તને ત્હારી પોતાની હાલત લગાર દુઃખી જણાય તો આયંદે ખેદ કે ગમ, શોક કે સંતાપ નહીં કરતાં ખુશામજાજી રહેજે. તને વળગેલું દુઃખ તને લાભકારીજ થશે; એમ સમજીને જેની તેની આગળ ડાચું વકાસીને કષ્ટાવાના દુઃખને રડયા કરતી ના. આનંદની, સસતા સુકાળની, ભાગ્યોદયની, લગ્ન વિવાહની અને સુખશાંતિનીજ વાતો નવ મહિના સુધી તો જ્યાં ત્યાં સાંભળવી, ને તું પણ તેવીજ શુભ શુકનની વાતો હાલ કરતી રહેજે. જોજે તો ખરી; દહાડો ફરી જશે, પૂરે દહાડે વ્યાઇ ઉઠશે, ને સુંદર તંદોરસ્ત ફરજંદની ત્હારે ત્યાં વૃદ્ધિ થશે. "દુઃખ આવશે;" "જનતી વેળાએ કષ્ટાવું પડશે;" એવું એવું મનમાં કદીએ માઠું લાવતી ના. કદાચ કષ્ટ પડે તોએ તેને કષ્ટ લેખે અશુભ વિચારીશ મા, પણ શુભ થવાનુંજ મનમાં દ્રઢ ધારજે. કષ્ટ આવે તોએ તેને સુખ આવ્યું સમજજે. જે કાંઈ આવી મળે તેને સુખરૂપ ગણજે. બધું સુખ ને શુભજ થઇ જશે. મ્હારા તરફથી હવે છેવટે ત્હારા ઉપર આફ્રિન ને આશિર્વાદ એજ છે કે;

"ઝયાઓન્તે હચ વો દસ પુથ્ર! થ્રાયો બવાહિ યથ અથ્રઉરૂનો;
થ્રાયો બવાહિ યથ રથએસ્તારહે; થ્રાયો બવાહિ યથ વાસ્ત્રેયેહે
ફ્શુયન્તો, અએવ તે બવાહિ યથ **વિસ્તાસ્પાઇ**!"

પ્યારી પુત્રિ! ત્હારે પેટે દશ છોકરા અવતરજો! તેમનામાંના ત્રણ બેટાઓ આથ્રવન એટલે ધર્માધિકારીઓ પેદા પડજો! ત્રણ છોકરા રથેશ્તાર એટલે રાજદ્વારી અને સિપાહ બચ્ચા જન્મ ધરજો! અને ત્રણ દીકરા વાસ્તરિયો એટલે આબાદી કરનારા જમીનદારો પેટે પડજો! અને એક પુત્ર શાહ **ગુસ્તાસ્પ** જેવો થજો!

આમીન! બેટી આમીન!

સમાપ્ત.

# દુઃખીને દિલાસો.

( રચનાર :—શે૦ મ૦ દેશાઇ. )

કિંમત રૂ. ૦—૪—૦

"**દુઃખીને દિલાસો**" એ નામના પુસ્તકોના ૪૩ ભાગો બહાર પડી ચૂકયા છે. એ પુસ્તકોનો સંગ્રહ કરવાથી ભવિષમાં તે એક ઉત્તમ શિક્ષાગુરૂ અને મોટો દિલાસો દેનાર ઉસ્તાદ તરીકે ઘણો કામ લાગશે. હાલની તેમજ આવતી ઓલાદને. દિલાસો મળશે એટલુંજ નથી; પરંતુ આગલી પાછલી બધી બાબતોનું જ્ઞાન મળશે. દરેક જાતની ગમ્મત મળશે. સંસારી જ્ઞાન ઉપરાંત આત્મજ્ઞાન મળશે. નાટક વાંચવા ગમતો હોય, વાર્તા કથા વાંચવી પસંદ હોય, ઇતિહાસિક નવી નવાઇની નોંધો અને ચાનકનાં શિક્ષણો મેળવવાં હોય, ગાયનો, કહેવતો કે દુહાનો સંગ્રહ જોઇતો હોય તો તે સર્વ આ ભાગોમાંથી મળશે. આઠ આનાની કિંમતનું પુસ્તક ગમે એવી કાગળ કે છપામણીની મોંઘવારી છતાં આજે માત્ર ૪ આનાની કિંમતે મળશે, પણ વખત જતાં ૪ રૂપ્યે પણ એકેક ભાગ મળવો કઠણ છે. આજે એની કિંમત કાંઇ નહીં જણાશે, પણ કાલ ઉઠીને તેનીજ કિંમત કરી શકાશે. વ્હાલાં ગુજરેલાંઓની યાદગારીમાં અર્પણ કરવા કરાવવાનું આ એક સહેલું ને સસતું સાધન છે. પૈસા કે કીર્તિ કમાવાની ઇચ્છા વગર, માત્ર દુઃખી લોકોને દિલાસો મળે, અને ધંધાદારી રોકાણોમાં થોડી ફુરસદે તમામ જગતનું જ્ઞાન ને વાંચન લોકોને મળી શકે, એજ નિર્મળ હેતુથી આ પુસ્તકના આશરે ૬૦ ભાગો પ્રગટ કરવા ધાર્યા છે; પારનો પાડનાર તો પરમેશ્વર છે.

# બેટી તું સાસરે કેમ સમાશે?

એ પુસ્તકને માટે પોસ્ટેજ સાથે રૂ. ૦—૧૦—૦ મોકલી મંગાવી લેવું. પાછળથી રૂ૦ ૧ કિંમત પડશે. આ બન્ને પુસ્તકો નીચલે ઠેકાણે લખી મંગાવવા મહેરબાની કરશો :—

૧—એરવદ સાહેબ રૂસતમજી બેજનજી રાનજી, ક્વીન્સ રોડ—ચોપાટી—**મુંબઇ.**

૨—મી૦ **બેહરામજી મનચેરજી** દેશાઇ બી. એ; સ્ટેશન રોડ, **નવસારી.**

૩—મેસર્સ જેહાંગીર બી. કરાંણીના છોકરાઓ, પારસી બજાર, કોટ—**મુંબઇ.**